# પથિકનાં પુષ્પો

## ગુચ્છ ત્રીજો




લેખક

અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી





પ્રકાશક

શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ

ગુજરાતી સાહિત્યના

સહૃદય સેવક

રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને

· સપ્રેમ ·

# અનુક્રમણિકા

## નિબંધો



## વાર્તાઓ



## પ્રકીર્ણ લેખો



## વેદ રહસ્ય

# નોંધ

૧ "ભૌતિકશાસ્ત્રોમાં ગુહ્ય અને આધ્યાત્મિક વિદ્યાઓનો પ્રવેશ"વાળા લેખમાંનો યૂરોપને લગતો ભાગ 'મોડર્ન રીવ્યુ'માં આવેલા એક લેખ ઉપરથી લીધેલો છે.

૨ "આપણી સૃષ્ટિનો કોયડો" બે ભાગમાં છૂટો પડી ગયો છે. (૧) પા. ૧૭૫થી ૧૮૫; (૨) પા. ૨૨૭થી ૨૩૬.

# શુદ્ધિપત્ર



| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૧ | આદોલન | આંદોલન |
| ૧૭ | ૯ | $\frac{\odot}{2}$ | $\frac{\odot}{\text{त्रि}}$ |
| ૨૨ | ૯ | अ ड<br>□<br>ब क | अ ड<br>▯<br>ब क |
| ૩૯ | ૨૨ | દિશાનો | દિશાનો, |
| ૪૪ | ૧૧ | જતા | જતા. |
| ૪૫ | ૩ | હોય તે | હોય તો |
| ૧૩૨ | ૧૨ | શિવ ! | શિવ ! શિવ ! |
| ૧૪૩ | ૧ | ભલાને | લીલાને |
| ૧૬૪ | ૧૭ | પસે | પૈસે |
| ૧૭૦ | ૧૩ | હતું | હતું. |
| ૧૭૮ | ૪ | જણાય છે ? | જણાય છે. |
| ૧૮૭ | ૭ | ગતિધરામાં | ગતિધારામાં |
| ૧૯૩ | ૨ | એમ | એમની |
| ૧૯૩ | ૧૭ | ગોવર્ધનરામભાઈને | ગોવર્ધનરામભાઈનો |

# નિબંધો

# આઇનસ્ટાઇનનો સાપેક્ષવાદ

## એની સામાન્ય સમીક્ષા

### [ ૧ ]

છેલ્લાં ૨૫૦ વર્ષના ગાળામાં યુરોપીય ભૌતિકશાસ્ત્રો*ની અસર માનવજીવન ઉપર વધતી ગઇ છે. ચાર્લ્સ ડારવીને પ્રાણીશાસ્ત્રમાં સમુત્ક્રાંતિવાદ (ઇવોલ્યુશનથીઅરી) સ્થાપન

*"ભૌતિકશાસ્ત્ર" એટલે SCIENCE. ગુજરાતી ભાષામાં પરિભાષાના ક્ષેત્રમાં જે અરાજકતા પ્રવર્તે છે તેમાં કોઇ વાર એને "વિજ્ઞાન" કહેવામાં આવે છે. "વિજ્ઞાન" શબ્દ સંસ્કૃત મીમાંસાનો પારિભાષિક શબ્દ હોઇ તેનો અર્થ સુનિશ્ચિત છે. એને પાછો Scienceના અર્થમાં વાપરી ગોટાળો કરવો એ અનિષ્ટ છે. મૂળ તો Physics માટે ગુજરાતીમાં "પદાર્થ-વિજ્ઞાન" શબ્દ વાપરવામાં આવ્યો હોય તેમ લાગે છે. આ રીતે શરૂ થયેલ પ્રયોગમાંથી "પદાર્થને" પડતો મૂકી કેવલ "વિજ્ઞાન" શબ્દને સાયન્સના અર્થમાં ચાલુ કરવામાં આવ્યો જણાય છે.

"Matter"-"દ્રવ્ય" અથવા "પદાર્થ"ને માટે "ભૂત" શબ્દ પ્રચલિત છે. "પંચમહાભૂત"માં આપણે તે જોઇ શકીએ

કર્યો ત્યારથી તો ભૌતિકશાસ્ત્રોની અસર જ્ઞાનના વિધવિધ પ્રદેશોમાં પણ થતી ગઇ છે. પરિણામે મીમાંસા, ઇતિહાસ, ઉદ્યોગ, કેળવણી વગેરે અનેક ક્ષેત્રોમાં ભૌતિકશાસ્ત્રોએ સ્થાપન કરેલ દષ્ટિબિંદુની અસર સ્પષ્ટ જણાય છે. તેમાંયે સન ૧૯૦૫માં જર્મન ગણિતશાસ્ત્રી આલ્બર્ટ આઇનસ્ટાઇને પ્રગટ કરેલ 'સાપેક્ષતાનો સિદ્ધાંત' તો ખુદ ભૌતિકશાસ્ત્રમાં અને તેના દષ્ટિબિંદુમાં પરિવર્તન કરવાને સરજાએલો છે. એ વાદને લીધે, ગણિત, ભૂમિતિ, ખગોળ, મીમાંસા અને પદાર્થ-વિજ્ઞાન જેવાં વિધવિધ શાસ્ત્રોમાં સમૂળા ફેરફાર થવાના છે; એટલે તે વાદનો અભ્યાસ વધારે આવશ્યક બને છે. પરંતુ આ આખીયે સમાલોચનામાં આઇનસ્ટાઇનનો 'સાપેક્ષતા' વાદ મીમાંસકની સમાલોચના નથી, પરંતુ ભૌતિકશાસ્ત્રીએ કઠિન ગણિતશાસ્ત્રનાં સમીકરણોવડે સ્થાપન કરેલ 'સ્થૂલ જગતની' સમજૂતી છે એ કદી પણ વીસરાવું જોઇએ નહિ. આ પ્રમાણે સાપેક્ષતા (Relativity)નું સ્થાન પ્રધાનપણે ભૌતિકશાસ્ત્રમાં જ છે, મીમાંસામાં નહિ.

આપણી ઇન્દ્રિયો બાહ્ય જગતની જે સ્થૂલ માહિતી આપણને આપે છે તેના ઉપર ભૌતિકશાસ્ત્રનો મુખ્ય આધાર

● છીએ ભૂત ઉપરથી "ભૌતિકશાસ્ત્ર એટલે કે પદાર્થના સ્થૂલ સ્વરૂપનો અભ્યાસ કરનાર શાસ્ત્ર" એ શબ્દ બનાવી વાપરી શકાય. નિદાન મારાં લખાણોમાં "Science"ના પર્યાય તરીકે હું તો "ભૌતિકશાસ્ત્ર" વાપરીશ જેથી ગેરસમજૂતી થતી અટકે. અન્ય લેખકોને પણ આ સૂચના ઉપર વિચાર કરી "ભૌતિકશાસ્ત્ર" શબ્દ વાપરવાની ભલામણ કરું છું.

છે. ભૌતિકશાસ્ત્રો આપણી સામાન્ય ઇન્દ્રિયોની અવલોકન-શક્તિને—નિરીક્ષણશક્તિને—ઝીણી, ચોક્કસ, અને તેટલી સ્ખલનવિનાની અને તેના ક્ષેત્રમાં વિશાળ બનાવે છે. આપણી નરી ઇન્દ્રિયો જે પદ્ધતિએ જ્ઞાન પ્રાપ્ત કરે છે તેમાં ભૌતિકશાસ્ત્ર મૌલિક ફેરફાર કરી નાખતું નથી. સૂક્ષ્મદર્શક યંત્રો અને એવાં બીજાં ઉપકરણો માનવઇન્દ્રિયના ક્ષેત્રની મર્યાદા વધારે છે, પરંતુ કાર્યપદ્ધતિમાં કશો ફેર કરતાં નથી. સૂક્ષ્મ અને બની શકે તેટલું સ્ખલનરહિત નિરીક્ષણ કરવું, એવું નિરીક્ષણ કરીને વિગતો ભેગી કરવી, વિગતોનો અભ્યાસ કરવો, સ્થૂલ જગતનું સત્ય નક્કી કરવા માટે પ્રયોગો કરવા, તેનાં પરિણામો નોંધવાં અને નોંધેલાં પરિણામો ઉપરથી સામાન્ય નિયમ તારવી કાઢવો—એ ભૌતિકશાસ્ત્રની પદ્ધતિ છે. અવલોકન, સંકલન પ્રયોગ, તુલના, પૃથક્કરણ અને અનુમાનવડે ભૌતિકશાસ્ત્ર સ્થૂલ પદાર્થનું સત્ય જાણવા પ્રયત્ન કરે છે.

ગઇ સદીમાં જ્યારે ભૌતિકશાસ્ત્રનો જમાનો સૌથી બુદ્ધિશાળી વિચારકોના ઉપર ભારે અસર કરી રહ્યો હતો ત્યારે એવો પ્રશ્ન ઊભો થયેલો, કે "આ વધતા જતા ભૌતિકશાસ્ત્રની શોધખોળના ધસારા સામે "જીવન" "ચૈતન્ય" "ભગવાન" "ધર્મ" યા તો માનવજીવનનો કોઇ પણ પ્રદેશ અજ્ઞાત રહી શકશે ખરો ?" ચોક્કસ જ્ઞાન મેળવવા માટે પંકાયલાં આ શાસ્ત્રો કશાને પણ બાકી નહિ રાખે એવો ભય ઘણાને લાગેલો. અને તે સમયે તે પ્રમાણે લાગે તે સમજી શકાય તેવું પણ હતું, કારણકે ભૌતિકશાસ્ત્ર એટલે સ્થૂલ જગતમાં પ્રવર્તી રહેલ અવિકારી, અપવાદરહિત,

જીવનહીન, યાંત્રિક જડ નિયમોની શોધ. એવા ચેતનાહીન, અવિકારી નિયમોની બેડીથી માનવ આત્મા હમેશાં કંટાળે છે. પરંતુ આજે આપણને જણાય છે કે ભૌતિકશાસ્ત્રો એ કેવળ યંત્રોના કાંટાઓ અને આંકડાઓ વાંચવાનું શાસ્ત્ર છે, પદાર્થના મૌલિક સ્વરૂપને જાણવાનું નહિ !

છેક અત્યાર સુધી પણ એમ મનાતું યા તો સ્વીકારી લેવાતું કે સ્થૂલ જગતનાં તત્ત્વોનું જે જ્ઞાન ભૌતિકશાસ્ત્ર ધરાવે છે તે ઘણું જ મૌલિક અને નિકટનું હોઈ ઊંડું પણ છે ! પરંતુ એ માન્યતા સાચી નીવડી નથી. આજે આપણે વિદ્યુદણુ ( Electron)ની શોધ કરી છે.* પરંતુ "અણુ" ( atom ) કે "વિદ્યુદણુ" એ શું છે તે વિષે આપણે કશું જાણતા નથી એ ભૂલવું ન જોઇએ.

અર્થાત્ ભૌતિકશાસ્ત્રનો પાયો "ઇન્દ્રિયજન્ય સંસ્કાર" અને તેના ઉપર રચાયલી તર્કપદ્ધતિ છે. જ્ઞાન મેળવવાની બીજી પદ્ધતિને "મીમાંસા" કહી શકાય. એ પદ્ધતિમાં માનવ મનની ક્રિયાઓ અને બુદ્ધિની કાર્યપદ્ધતિનો અભ્યાસ કરી, બાહ્યજગતના સંસ્કારોનો સ્વીકાર કરી, તે ઉપરથી અંતિમ સત્ય જાણી શકાય તેમ છે કે નહિ એ આખા પ્રશ્ન ઉપર

*આ લેખ લખાયો હતો તે વર્ષમાં અને ત્યાર પછી પદાર્થ તત્ત્વના બંધારણ વિષે ઘણી જાણવાલાયક શોધખોળો અને પ્રયોગો થઈ રહ્યા છે. જે પદાર્થો રેડિયમ–રશ્મિલ–તત્ત્વની પેઠે સાહજિક રૂપાંતર પામતાં હોય છે તેમનો અભ્યાસ કરીને તથા કૃત્રિમ રીતે વેગવાન વિદ્યુદણુઓનો કેટલાંક તત્ત્વોના અણુઓ

જ ચર્ચાનો આરંભ થાય છે. અને "જગતનું અંતિમ સ્વરૂપ શું છે?" "હું એટલે કોણ?" "વસ્તુ એટલે શું?" "જીવન એટલે શું?" "મન જે જ્ઞાન આપે છે તેની મર્યાદાઓ કઈ છે?" "જગતની ઉત્પત્તિ શી રીતે થઈ?" "માનવજીવનનો અંતિમ હેતુ શો?" વગેરે અનેક પ્રશ્નો ઉપર મીમાંસા કરવામાં આવે છે. ભૌતિકશાસ્ત્ર એવા "અંતિમ સત્ય"નો સ્વીકાર કે અસ્વીકાર કરતું નથી. સ્થૂલ સ્વરૂપ સિવાય જગતનું અન્ય સ્વરૂપ તે સ્વીકારતું નથી; અને તેની શક્યતા સ્વીકારે તો પણ તે "જ્ઞેય" નથી — અર્થાત્ સ્થૂલ ઇન્દ્રિયોવડે જ્ઞેય નથી—એમ તે માને છે. ચિંતન, નિદિધ્યાસન, મીમાંસા, કે તર્કવડે સત્ય ન જાણી શકાય એવો ભૌતિકશાસ્ત્રનો મતાગ્રહ છે.

છતાં જીવનની ઉત્પત્તિ વિષે ભૌતિકશાસ્ત્ર કાંઇ જ કહેતું નથી એમ નથી; યા તો માનવના ભાવિ વિષે, જીવનના કોયડાના ઉકેલ વિષે તે મીમાંસા કરતું નથી એમ પણ નથી.

● ઉપર મારો ચલાવીને તત્ત્વોનું રૂપાંતર સિદ્ધ થયું છે. અને વધારામાં, પદાર્થનાં બંધારણમાં અંતિમ પરમાણુઓની રચના વિષે ઘણો ઊંડો અભ્યાસ ચાલી રહ્યો છે. હાઇડ્રોજન વાયુના બે પ્રકારના અણુઓ-ડુએટન અને સામાન્ય હાઇડ્રોજન અણુ, ભારે પાણીના વિશિષ્ટ અને સામાન્ય પાણીથી વિરોધી ગુણો, ક્વોન્ટામાં અણુથી ગતિ અને સ્થિતિ વગેરે અનેક પ્રશ્નોનો અભ્યાસ થઇ રહ્યો છે અને ભૌતિકશાસ્ત્રીઓએ તર્કબદ્ધ વિચારસરણી પણ રજૂ કરવા માંડી છે.

પરંતુ તે સર્વમાં તેનો મુખ્ય આધાર સ્થૂલ ઘટનાઓ ઉપર અને પદાર્થના સ્થૂલ સ્વરૂપના અભ્યાસ ઉપર હોય છે. દા. ત. ડાર્વીને 'લાયકમાં લાયકની ચીરંજીવતા'નો—'Survival of the fittest'નો સિદ્ધાંતવ નસ્પતિ અને પ્રાણીઓની જાતિઓના અભ્યાસ ઉપરથી તારવ્યો; તે ઉપરથી ઇતિહાસ, ઉદ્યોગ વગેરે અનેક પ્રદેશોમાં તે દૃષ્ટિબિંદુવડે માનવે અભ્યાસ કર્યો અને ભવિષ્યને માટે બોધ લેવા અને પોતાની જાતને ટકાવી રાખવાની 'લાયકી' મેળવવા ઘણીએ વ્યક્તિ અને પ્રજાઓએ પ્રયત્નો પણ કર્યા અને કરે છે. ભૌતિકશાસ્ત્રે પ્રકૃતિના સ્થૂલ સ્વરૂપ ઉપર માનવનો અદ્‌ભુત વિજય સિદ્ધ કર્યો છે: તેણે માનવને કુદરતના સ્થૂલ સ્વરૂપના સમ્રાટ તરીકે સ્થાપન કર્યો. અને માનવજીવનમાં પાર્થિવ તત્ત્વને—અપાર્થિવ જેટલે જ ઉચ્ચ સ્થાને સ્થાપન કરી સ્થૂલની (જડની) મહત્તા, અગત્ય અને શક્તિ તેણે માનવને બતાવી છે. માનવબુદ્ધિના વિજયનું એક અનન્ય ઉદાહરણ ભૌતિકશાસ્ત્ર છે.

પરંતુ, અહીં આપણે એના અન્ય લાભો અને ઉપયોગિતાઓ વિષે વિગતમાં નહિ ઊતરીએ. સત્યપ્રાપ્તિની પદ્ધતિ તરીકે ભૌતિકશાસ્ત્રની પદ્ધતિ સંપૂર્ણ નીવડી નથી અને તેનાવડે જીવનનું રહસ્ય શોધી શકાયું નથી, એટલું તો સર્વે કબૂલ કરે છે. ખરું જોતાં, 'શા માટે?' અને 'શું?' એ પ્રશ્નો ભૌતિકશાસ્ત્રના પ્રદેશમાં આવતા નથી. 'શા રીતે?' એ જ તેનો મુખ્ય પ્રશ્ન હોય છે. પરંતુ માનસિક ક્રિયાઓની અને જીવનની ઉત્પત્તિ, ક્રિયા તથા સમજૂતી તે નથી આપી

શકતું એ એકલી જ તેની મર્યાદા નથી. એવી ઘણીએ 'સ્થૂલ' ઘટનાઓ પણ બની રહી છે અને નિત્ય બનતી હોય છે જેની સમજૂતી પ્રચલિત નિયમોવડે ભૌતિકશાસ્ત્રો આપી શકે તેમ નથી. વિચારવિનિમય, સંમોહનવિદ્યા, વશીકરણ, મંત્રવિદ્યા, પ્રેતાવાહન. અગ્નિશમન, વિષપ્રાશન, ઔષધિ વિના વ્યાધિના ઉપચાર, ભવિષ્યનું જ્ઞાન, શ્વાસરુંધન. રુધિર-સ્તંભન વગેરે અનેક ગૂઢ (અને ચમત્કારિક) ગણાતી સૂક્ષ્મ ભૂમિકાઓને આભારી ગણાતી જે સપ્રમાણ સ્થૂલ ઘટનાઓ નિત્ય બને છે તેનો ઉકેલ ભૌતિકશાસ્ત્ર આજનાં તેનાં પોતાનાં ધોરણોવડે આપી શકે તેમ નથી એ દેખીતું છે. ઘણાં વર્ષો સુધી તો એવી ઘટનાઓના અસ્તિત્વનો જ ઇન્કાર કરવામાં આવ્યો; ત્યાર પછી તે સઘળી હાથચાલાકીને આભારી મનાઇ. પરંતુ છેવટે ભૌતિકશાસ્ત્રવેત્તાઓમાંથી સર વિલિયમ ક્રુક્સ, ડૉ. ઝીલે, મો. રીશે, એમીલ કૂએ, સર ઑલિવર લૉજ જેવા પ્રમાણભૂત પુરુષોએ એ ઘટનાઓનો સ્વીકાર કર્યો એટલે તેમનો અભ્યાસ કર્યા વિના ચાલ્યું નહિ. હરિદાસ મહારાજ ૭ માસ સુધી લાહોર શહેરમાં અંગ્રેજ ડૉકટરના નિરીક્ષણ તળે જમીનમાં દટાયા હતા એ સુવિદિત ઘટના છે! અગ્નિ ઉપર વડોદરાના મહારાજા સયાજીરાવ અને તેમના મોટા અધિકારીઓને મોટી જનમેદનીના દેખતાં ચલાવ્યા હતા, તે ડૉ. સુમંતે પોતે અનુભવેલ છે. પ્રો. આતશીએ કરેલા પ્રયોગો મુંબાઇની જનતાએ હાલ તુરતમાં જ જોયા છે. મદ્રાસ ઇલાકામાં ગામડાંનાં ગામડાં અમુક દિવસે અગ્નિ ઉપર ચાલે છે! અને ઑસ્ટ્રેલિયામાં જૂના રહેવાસીઓનો એવો

દાવો સિદ્ધ થયો છે! 'સર્વભક્ષી સ્વામીએ' મદ્રાસ અને મુંબઇના નિષ્ણાત ડૉક્ટરો આગળ 'હળાહળ' ગણાતાં ઝેરો પીધાં છે.

આ ચમત્કારિક ઘટનાઓને કલ્પનાપ્રધાન અને બુદ્ધિ વિરુદ્ધ ગણનાર ભૌતિકશાસ્ત્રો જ્યારે સઘળા ભૌતિક વિશ્વ, તેમાં આવી રહેલ અનંત પદાર્થો અને ક્રિયાઓ વગેરેનું અંતિમ પૃથક્કરણ કરીને તેઓ એક જ જાતનાં પરંતુ જુદી જુદી સંખ્યામાં અને જુદી જુદી રીતે ગોઠવાયેલાં વિદ્યુત્-અણુઓને આભારી છે એમ જણાવે છે ત્યારે એ સમજૂતી ઓછી ચમત્કારિક, ઓછી બુદ્ધિવિરુદ્ધ તો નથી એમ આપણને લાગ્યા વિના રહેતું નથી.

અહીં ભૌતિકશાસ્ત્રની મર્યાદાઓની જેમ નોંધ લીધી છે તેમ આઇનસ્ટાઇનના વાદની વિશિષ્ટતા પણ તપાસીએ તો ખોટું નહિ ગણાય. એની પહેલી વિશિષ્ટતા અતિશય અટપટું ગણિતશાસ્ત્ર છે. બીજું અત્યાર સુધી ભૌતિકશાસ્ત્રમાં સ્વીકારાયલા ઘણા મૌલિક સિદ્ધાંતોનો તે સ્વીકાર કરતો નથી. કાલ, દિશા અને ગણિતના ખ્યાલોમાં તેણે શકવર્તી ક્રાંતિ કરી દીધી છે. અને છતાં અહીં ભારપૂર્વક જણાવવું જોઇએ કે આઇનસ્ટાઇન જગતના સ્થૂલ સ્વરૂપનું વાસ્તવિક સ્વરૂપ શોધવાનો જ પ્રયત્ન કરે છે. પ્રકૃતિમાંથી તેના બાહ્ય સ્વરૂપનું સત્ય પ્રાપ્ત થઇ શકે તેમ છે એવું તે સ્વીકારે છે. એના વાદને મીમાંસા કે તત્ત્વજ્ઞાન સાથે સીધેસીધો જરાય સંબંધ નથી. આખું યે ભૌતિકશાસ્ત્ર માને છે કે પ્રકૃતિમાં 'જ્ઞેય' એવું કાંઇક રહ્યું છે અને એ 'જ્ઞેય'ને પ્રાપ્ત કરવાની

તેની પદ્ધતિ સ્થૂલ ઇન્દ્રિયોનો ઉપયોગ કરી, બુદ્ધિવડે 'નિયમો' તારવી પદાર્થના સત્ય સ્વરૂપની વધારે સમીપ માનવને લઇ જવાનો પ્રયત્ન કરે છે.

[ ૨ ]

આઇનસ્ટાઇનના વાદમાં ઊંડા ઊતરતાં પહેલાં ભૌતિક-શાસ્ત્ર, તેની પદ્ધતિ, ખૂબીઓ અને મર્યાદાઓ તથા આઇન-સ્ટાઇનના વાદની વિશિષ્ટતા ઉપર કેટલુંક વિવેચન અતિ આવશ્યક છે. આઇનસ્ટાઇનના વાદની મુખ્ય વિશિષ્ટતા એ છે કે ગણિતશાસ્ત્ર વિના તેની પૂરેપૂરી સમજૂતી આપવી જ અશક્ય છે. ભૌતિક પદાર્થનું વાસ્તવિક સ્વરૂપ શોધતાં તે જે છેવટનાં સમીકરણો સાધે છે તેનો યથાર્થ ખ્યાલ ગણિતની પરિભાષા વિના આવવો જ અસંભવિત છે. અર્થાત્ એની ગણત્રીમાં જે જે પગલાં તે અનિવાર્ય રીતે લઇને છેવટનાં સમીકરણો સિદ્ધ કરે છે તેને ભાષામાં યા તો દલીલોમાં મૂકવાં અશક્ય છે. ભૌતિકશાસ્ત્રની શોધ કરવાની પદ્ધતિનો વિચાર કરતાં જણાશે કે પ્રત્યેક શોધકને જે વિચાર શોધ કરવામાં પ્રેરે છે તે વિચારની પાછળ અમુક 'વાદ' સ્વીકૃત રહેલો હોય છે જ. દા. ત. ન્યૂટને તેજના પ્રસરણ વિષે સમજૂતી આપી હતી. તેણે કેટલાક પ્રયોગો ઉપરથી એમ બતાવ્યું કે દીવામાંથી તેજનાં કણો – ઘણાં જ સૂક્ષ્મ (Corpuscles – કોરપસ્કલ્સ) ચારે બાજુએ વેગભેર ફેંકાય છે. આ વાદ **લા પ્લેસ** અને **બીઓ** જેવા ભૌતિકશાસ્ત્રીઓએ પણ સ્વીકારેલો!! છેક Hyghens – હીગેન્સ, યંગ અને

ફ્રેઝનેલ થયા ત્યાં સુધી તે ચાલ્યો. તેમણે આંદોલન યાને મોજાંઓવડે તેજના પ્રસરણની સમજૂતી આપીને ન્યૂટનના વાદને હઠાવ્યો. પરંતુ ભૌતિકશાસ્ત્રમાં છેવટે તો મેક્સવેલનો વિદ્યુત્‌-ચુંબકવાદ સ્વીકારાયો ! એટલે કે ત્રીજોજ ઉકેલ નીકળ્યો જે મોટે ભાગે સ્વીકારાયો, જ્યારે બાકીના બે હરીફ વાદો ઠેકાણે થઇ ગયા. — તે છેક હમણાં ક્વોન્ટાની થીઅરી પાછી ભૌતિકશાસ્ત્રમાં આવી ત્યારે Corpusclesના જેવો જ કાંઇ વાદ મેક્સવેલના વાદને હઠાવીને આગળ આવતો થયો છે. ધ્યાન રાખવું કે ક્વોન્ટા અને ન્યૂટનના Corpusclesમાં લેશ પણ સરખાપણું નથી એટલુંજ નહિ, પરંતુ સમૂલો ભેદ રહ્યો છે ! પરંતુ ભૂમિતિના શાસ્ત્રમાં એ પ્રમાણે બનવું અસંભવિત છે. ઉપરનુંજ ઉદાહરણ ચાલુ રાખતાં આપણે જોઇ શકીએ છીએ કે ન્યૂટનનો 'તેજકણો' ફેંકવાનો વાદ અને હીગેન્સ, યંગ વગેરેનો 'આંદોલનવાદ' બન્ને કોરણે રહી ગયા અને મેક્સવેલ નામના શોધકે ત્રીજી જ સમજૂતી પ્રગટ કરી જે તે સમયે સ્વીકારાઇ. તેણે સિદ્ધ કર્યું કે આકાશતત્ત્વ (Either)માં થતા ક્ષોભને પરિણામે વિદ્યુત્‌ અને લોહચુંબકનું ક્ષેત્ર પણ ક્ષોભ પામે છે. અને તેમાં જે મોજાંઓ પ્રસરે છે તેને જ આપણે 'તેજ' કહીએ છીએ. આ ઉપરથી જણાશે કે ભૌતિકશાસ્ત્રમાં બે પક્ષો પડેલા હોઇ તેમાંનો એક ખરો અને બીજો ખોટો એવું હોયજ એમ નથી. બન્નેને વેગળા મૂકીને એક ત્રીજોજ વાદ તેમને સ્થાને આવી શકે છે. તો પછી એના ઉપરથી સિદ્ધ શું થાય છે? સિદ્ધ એ થાય છે કે પ્રયોગવડે કોઇ પણ વાદ

સત્ય યા તો અસત્ય છે એ નક્કી કરવું સંભવિત નથી. કોઇ પણ શોધક વિચારની સર્વે બાજુઓ જાણી યા તો જોઇ શકતો હોતો નથી. અર્થાત્ કોઇ પણ "વાદ"ની સત્યાસત્યતા પ્રયોગવડે નક્કી કરવી અસંભવિત છે. એના એ પ્રયોગોની આજે જે સમજૂતી અપાય છે તેનાથી કેવળ વિરોધી સમજૂતી પણ અપાય એવું ઘણી વાર બને છે. આનો એક રમુજી દાખલો પ્રીસ્ટલી અને કેવેન્ડીશ નામના બે શોધકો પૂરો પાડે છે. એમણે હાઇડ્રોજન (જળવાયુ) અને ઑકસીજન (પ્રાણવાયુ) નામના બે વાયુની શોધ કરી હતી છતાં એ બિચારા છેવટ સુધી ફ્લોજીસ્ટન(નામનો એક જૂના સમયથી સર્વવ્યાપી મનાતો પદાર્થ જેને લીધે વસ્તુઓ બળે છે એમ મનાતું તે)માં માનતા હતા! છતાં એમના પોતાના પ્રયોગવડે તેમણે એ વાયુઓનું અસ્તિત્વ શોધી કાઢ્યું હતું! અને બળવાની ક્રિયા માટે કેવળ ઑકસીજન (પ્રાણ)વાયુ જ આવશ્યક છે એ તદ્દન સરળ બાબત પણ તેઓ સમજી શક્યા નહિ! ઘણી યે વાર શોધક જે વિચારથી દોરાઇને શોધ કરે છે તેનાથી તદ્દન ઊલટું જ તેના પ્રયોગો સિદ્ધ કરે છે એવું પણ બને છે. દા. ત. પૂર્વે એમ મનાતું કે પૃથ્વી એ એક અનંત સપાટ ક્ષેત્ર છે. આજે મનાય છે કે પૃથ્વી ગોળ છે. આ બે માન્યતાઓમાં "બીજી ખરી છે" એમ આપણે ધારીએ એ પણ સ્વાભાવિક લાગે છે. પરંતુ તે પણ તદ્દન સાચું નથી. પૃથ્વી સંપૂર્ણ ગોળ હોય તો તેના સઘળા વ્યાસો સમાન હોય—પરંતુ પૃથ્વીના ઊભા અને આડા વ્યાસમાં ફેર રહેલો છે! વારૂ, એટલું જ બસ નથી. ગોળ ગોળ

ફરીને બનેલ એક (Ellipsoid) લંબગોળ તે આપણી પૃથ્વી છે એમ કહીશું તો આપણે સત્યની વધારે સમીપ જઇશું. તો પછી 'પૃથ્વી સપાટ' અને 'પૃથ્વી ગોળ' અને 'પૃથ્વી લંબગોળ' એમાં ખરું શું? ભૌતિકશાસ્ત્રમાં પણ સત્યની ચઢતાઊતરતી શ્રેણીઓ હોય છે એટલે કે પ્રત્યેક માન્યતામાં પરિમિત સત્ય છે એમ કહી શકાય. કારણકે પૃથ્વી લંબગોળ પણ છેક નથી એ તો તેના પર્વતો, ખીણો વગેરે ઊંચી-નીચી અસમાન સપાટીનો સ્હેજ ખ્યાલ કરતાં આપણને સ્પષ્ટ સમજાય તેમ છે.

બીજું, ઘણી વાર આપણે 'ભૌતિકશાસ્ત્ર'નો અમુક 'નિયમ' છે એમ માનીએ છીએ યા તો કહીએ છીએ ત્યારે ઘણાખરા એક વાત ભૂલી જતા જણાય છે તે એ કે એવા 'નિયમ'નું જ્ઞાન **મેળવનાર માનવનું મન—માનવની બુદ્ધિ,** છે. અને એ બિચારી બુદ્ધિની આગળ ફરીફરીને એકની એક બાબત નિર્ણયને માટે આવે છે. પ્રત્યેક વખતે તે જુબાની તપાસીને ચુકાદો આપે છે. થોડાં વર્ષો પછી પાછી અપીલ થાય છે: વળી પાછા નિર્ણયો બદલાય છે અને એ કચેરીમાં **છેવટનો** ચૂકાદો કદી પણ આવી શકે તેમ છે જ નહિ એ આપણે આગળ જોઇ ગયા છીએ. જેવી જુબાની અને જેવા પુરાવા તેવો નિકાલ—એમાં **છેવટ** જેવું હોઇ શકે જ શું?

આ પ્રમાણે જોતાં આપણે સ્વીકારવું જ પડે છે કે ભૌતિકશાસ્ત્રનો નિયમ એટલે (Approximation) વાસ્તવિકતાની સમીપમાં—તેની લગભગ નજીક જઇ પહોંચેલ—

સત્ય. પરંતુ તે વાસ્તવિકતા નથી એ તો નક્કી. ગમે તેવો આજે સર્વમાન્ય ભલે ગણાતો હોય પરંતુ ભૌતિકશાસ્ત્રનો નિયમ વિકારને પાત્ર છે – નિરપેક્ષપણે કોઇ પણ નિયમ સાવ સાચો નથી. ટૂંકામાં ભૌતિકશાસ્ત્રવડે પ્રાપ્ત થયલું પદાર્થના સ્વરૂપનું જ્ઞાન વાસ્તવિક નથી હોતું, તાત્કાલિક અને સાક્ષેપ હોય છે. વધારે વિચાર કરતાં આપણને જણાય છે કે ભૌતિકશાસ્ત્ર એટલે માનવની વિચારશક્તિમાં, તેની તર્કશક્તિમાં કરકસર કરવાની એક પદ્ધતિ છે. ઘણા પ્રયોગોનો નિષ્કર્ષસાર થોડામાં સમાવવો. ઓછામાં ઓછાં સંજ્ઞાચિહ્નો વાપરીને વધારેમાં વધારે પરિણામો દર્શાવવાં એ તેનું કાર્ય છે. દા. ત. પ્રત્યેક પદાર્થ પૃથ્વી ઉપર પડે છે એ ઘટનાસમૂહને ન્યૂટનના ગુરુત્વાકર્ષણના નિયમમાં પ્રગટ કરવામાં આવ્યો છે; યા તો કોઇ પણ પારદર્શક પદાર્થમાં તેજની ગતિ – રેખા વિકાર પામે છે એને 'સાઇન' (Sine)ના નિયમમાં દર્શાવવામાં આવી છે.

અને ઉપર જણાવેલ સાપેક્ષતા, પરિમિતતા અને વિકારિતા કેટલી તો સર્વવ્યાપી હોઇ શકે છે તેનો યથાર્થ ખ્યાલ ગણિતશાસ્ત્રમાંથી એક ઉદાહરણ જોઇશું ત્યારે આપણને આવી શકશે. ગણિતશાસ્ત્ર તો અસ્ખલનશીલ સંપૂર્ણ મનોમય છે! એમાં એક **નિયમ** છે કે પ્રત્યેક ગોળ અથવા વાંકી વળેલ રેખાને (વર્તુલ અથવા Line-Curved) પ્રત્યેક બિંદુએ એક એક લંબ – કાટખૂણે દોરાયેલી રેખા – દોરી શકાય છે. આ નિયમ (સિદ્ધાંત) જ્યારે શોધાયો ત્યારે સર્વમાન્ય મનાયો હતો એટલું જ નહિ પરંતુ

તે સ્વતઃસિદ્ધ જ ગણાયો હતો ! ! ! પછી તો એ પ્રતિભા-શાલી શોધની સાબિતી પણ અપાઈ અને તે સાબિતીનો ભૌતિકશાસ્ત્રીઓએ સ્વીકાર પણ કર્યો. છેવટે સન ૧૮૭૩માં એ આખો નિયમ – કહો સ્વતઃસિદ્ધ સિદ્ધાંત – રીમેન નામના ગણિતશાસ્ત્રીએ સાવ ખોટો ઠરાવ્યો ! ત્યાર પછી તો ગણિતશાસ્ત્રીઓએ એવા તો વળાંકો ( curves ) શોધ્યા કે જેનાં કેટલાંક બિંદુઓ ઉપર લંબ દોરી જ ન શકાય. અને છેવટે તો એમણે એવી આકૃતિ કાઢી કે જે આદ્યંત ( curve ) વાંકી વળેલ છતાં તેના એક પણ બિંદુ ઉપર લંબ ( tangent ) દોરી જ શકાય નહિ ! એનો ગ્રાફ–પ્રતિનિધિ રૂપ આકૃતિ – જો દોરો તો curve આવશે પરંતુ તેને કોઈ પણ બિંદુએ તમે લંબ નહિ દોરી શકો. એટલે તો ગણિત જેવા ચોક્કસ અને સ્ખલનરહિત ગણાતા શાસ્ત્રમાં પણ એક નિષ્ણાતને જે વગર ભૂલનું, યથાર્થ અને સ્પષ્ટ જણાય તે બીજાને ભૂલવાળું, ખોટું અને અવાસ્તવિક લાગે એવું પણ બનેલું છે.

શુદ્ધ ગણિતના વિચારગમ્ય પ્રદેશમાં જ આવી અનિયમિત આકૃતિ શક્ય છે, પરંતુ વ્યવહારમાં તેવી આકૃતિ આપણને કોઈ ઠેકાણે જોવા મળે ખરી? એવો પ્રશ્ન કેટલાકને થાય એ સંભવિત છે. એનો ઉત્તર પણ હકારમાં છે. સાબુનું પાણી ( જેમાં સાબુ ઓગાળેલો હોય તેવું ) લઈને તેમાં મીઠું નાખી તેને હલાવી ઠરવા દો, યા તો ચાઈનીઝ ગ્રાસ ( ઘાસ)માંથી બનતી બાળકો ખાય છે તે મીઠી નરમ ચીજ ( gilatine ) એક પ્યાલામાં ઠરવા દો. હવે તમે સૂક્ષ્મદર્શક-

યંત્ર લઇને ખૂબ ઝીણવટથી જોશો તો તમને જણાશે કે એ નરમ પદાર્થના લોચાની સપાટી સીધી નથી, પરંતુ ગોળાકારમાં (Curved) બંધાયેલી છે. અને છતાં એ ગોળાકાર (Curve) એવો વિચિત્ર દેખાશે કે તેને કાટખૂણે તમે લંબ દોરી નહિ શકો. ટૂંકામાં, એની રેખા અસમાન (સીધી નહિ એવી) છે.

એવું જ બીજું નિયમની (Approximation) વાસ્તવિકતાના અભાવનું ઉદાહરણ ભૂમિતિમાંથી લઇ શકાય. વર્તુળના પરિઘ અને રેખાનું પ્રમાણ $\frac{\odot}{2}$=ને 'પાઇ' $\pi$ કહેવામાં આવે છે અને તેનું મૂલ્ય ૩·૧૪૧૬ છે.

આ પ્રમાણ અવિકારી–સ્થાયી ગણાતું હતું. આ બાબતમાં પણ આગળ જતાં જણાયું કે ગણિતશાસ્ત્રના **નિયમનો** આધાર પદાર્થની સ્થિતિ ઉપર રહેલો છે! આઇનસ્ટાઇને તો સિદ્ધ કરી બતાવ્યું કે યુક્લિડની ભૂમિતિ આપણા જગતની વાસ્તવિક ભૂમિતિ હોઇ શકે જ નહિ. માપ કાઢનાર ગજમાં તેની સ્થિતિ પ્રમાણે વિકાર થાય છે. એટલે **ગતિ કરનાર વર્તુળના** પરિઘનું માપ એક સ્થિર વર્તુળ કરતાં વધારે નીકળે છે! અને આ રીતે $\pi$ પાઇની કિંમતમાં ફેર પડે છે! અર્થાત્ એ પ્રમાણ અવિકારી નથી.

[ ૩ ]

પરંતુ આપણે એ ચમત્કારિક ગણાતી ઘટનાઓને બાજુ પર મૂકીએ તો પણ સ્થૂલનું પૃથક્કરણ કરતાં કરતાં પણ

છેવટે ભૌતિકશાસ્ત્ર સૂક્ષ્મમાં જાય પડે છે: જડનો અભ્યાસ કરતાં ચેતનની સીમામાં પ્રવેશે છે. કેવળ ઇન્દ્રિયોના સંસ્કારોનો અભ્યાસ કરતાં કરતાં તે મીમાંસા પણ કરવા મંડી જાય છે! પદાર્થોનું પૃથક્કરણ કરી ૯૦ કે ૯૨ તત્ત્વોમાં તે આખા વિશ્વને વહેંચી નાખે છે. એ તત્ત્વોનો અભ્યાસ કરતાં ‘અણુ’ અને ‘પરમાણુ’માં તેમને છૂટા કરે છે. વળી અણુથીએ અણુતર એવા વિદ્યુદણુ (ઇલેક્ટ્રોન)માં તે સર્વેનું પૃથક્કરણ કરી છેવટે પદાર્થ અને શક્તિ (Matter and Energy) એ દ્વૈતનો ઇન્કાર કરી તેમનું અદ્વૈત સ્વીકારે છે. અને પદાર્થનાં કહો કે વિદ્યુત-શક્તિનાં, એ સર્વવ્યાપી અણુઓ જેમાં આવી રહ્યાં છે એવો સ્થૂલ પદાર્થના મૌલિક તત્ત્વરૂપ પ્રચંડ વિદ્યુત-સાગર જ્યારે માનસિક દૃષ્ટિવડે જોઇએ છીએ અને તેમાં રહેલ સ્થૂલ શક્તિના પુંજનો ખ્યાલ કરીએ છીએ ત્યારે માનવની લઘુતાનું સચોટ અને કાંઇક અંશે ભયપ્રેરક ભાન આપણને થાય છે.

ભૌતિકશાસ્ત્રની અત્યાર સુધી પ્રચલિત પદ્ધતિની અપૂર્ણતા આઇનસ્ટાઇન તદ્દન બીજી રીતે પૂરવાર કરે છે. એ પદ્ધતિમાં બે મુખ્ય વસ્તુઓ વિષે આપણે વિચાર કરવાનો છે. ૧. દૃષ્ટા, અને ૨. નિરીક્ષણનો વિષય – પદાર્થ યાને દૃશ્ય. ભૌતિકશાસ્ત્રનો ઉદ્દેશ શો છે? સ્થૂલ જગતનું તદ્દન નિરપેક્ષ ચિત્ર રજૂ કરવાનો. એટલે કે દૃષ્ટાની વિશિષ્ટતાઓ.— તેની પ્રકૃતિ સ્થિતિ, અને ગતિથી તદ્દન નિર્મુક્ત એવું ભૌતિક જગતનું હૂબહૂ ચિત્ર રજૂ કરવાનો તેનો ઉદ્દેશ છે. તેણે કરેલ પદાર્થનું દર્શન પ્રત્યેક દૃષ્ટા માટે એક સરખું હોવું જોઇએ

એ તેનો દાવો છે. પ્રયોગની યોજના કરનાર પ્રત્યેક માનવ એક જ પરિણામને પ્રાપ્ત કરશે. દા. ત. પાણીનું, (Boiling-point) ઊકળવાનું ઉષ્માપ્રમાન સર્વે દૃષ્ટાઓને એક જ જણાશે.

પરંતુ આઇનસ્ટાઇને બતાવી આપ્યું કે 'દૃષ્ટાના અવલોકનનો આધાર દૃશ્યપદાર્થના જ ઉપર રહેલો છે.' એ વિચાર તદ્દન સાચો નથી. દૃષ્ટા શું જોશે? શેનું દર્શન કરશે? તેનો આધાર તેના પોતાના ઉપર પણ રહેલો છે એમ તેણે સિદ્ધ કરી બતાવ્યું છે. દૃષ્ટાની સ્થિતિ, તેની ગતિ વગેરે ઉપર પણ તેના અવલોકનનો આધાર રહેલો હોઇ ભૌતિકશાસ્ત્ર જે જ્ઞાનસંચય કરે છે તે સાપેક્ષ છે!

તો પછી, દૃષ્ટાથી તદ્દન સ્વતંત્ર, તેના દૃષ્ટિબિંદુથી નિરપેક્ષ, તેની ગતિથી અબાધિત, તેના પોતાના પરિમાણથી નિર્મુક્ત, સર્વ દૃષ્ટાઓને સામાન્ય એવું સ્થૂલ વિશ્વનું જ્ઞાન મેળવવું શું અસંભવિત છે?* એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. અને પ્રથમ દૃષ્ટિએ આપણને એવું જ્ઞાન મેળવવું અશક્ય

* કોઇ પણ પદાર્થની સ્થિતિ નક્કી કરવા માટે દિશામાપનું "ચોકઠું" કેવળ આવશ્યક છે. પરંતુ એ દિશામાનવાળું, યુક્લિડની પેઠે, ચોકઠું સ્વીકારી દિશાને તેવડે મર્યાદિત કરવી એ બરાબર નથી. તો પછી પ્રશ્ન એ થાય છે કે "સાચું-ચોકઠું કોને કહેવું?" ત્રણ દિશામાનવાળાને કે ચાર?

પરંતુ આઇનસ્ટાઇન એથી પણ વધારે ઊંડે જઇ પ્રશ્ન કરે છે: "કોઈ પણ ચોકઠું સાચું ગણીએ એ ઠીક, પરંતુ ચોકઠાની સચ્ચાઇ શેમાં રહેલી છે?" અમુક ચોકઠું સાચું એમ કહ્યાથી કાંઇ તે સાચું થઈ જતું નથી. "સાચું" એનો કશો અર્થ નથી!

પણ લાગતું નથી. આપણે કહીશું, 'દ્રષ્ટાને બાજુ ઉપર મૂકીને કોઈ જડ – સ્થૂલ – ઉપાદાન – હથિયાર કે યંત્રનો આશ્રય લઈએ તો એવું જ્ઞાન મેળવી શકાય.' પરંતુ ઉપર-ઉપરથી સત્ય જણાતો એ વિચાર પણ સાચો નથી જ. કારણકે પદાર્થના સ્થૂલ સ્વરૂપનું જ્ઞાન મેળવવા માટે જે કોઈ હથિયાર, (એટલે કે કરણ,) વાપરવામાં આવશે તેનું કદ, તેની સ્થિતિ, તેની ગતિ એ ત્રણે વસ્તુઓ તેવડે પ્રાપ્ત થતા જ્ઞાનમાં, અર્થાત્ પદાર્થસ્વરૂપમાં, વિકાર પેદા કરશે. દા. ત. કોઈ પણ અંતરનું માપ આપણે ગજવડે કાઢીશું તો તેમાં પણ ગજની પોતાની ગતિ, સ્થિતિ અને તેના કદને લીધે આપણા માપમાં અસર થવાની જ. ટૂંકામાં આપણી ઇન્દ્રિયો-

●———

વાસ્તવિક રીતે જોતાં માનવ પરિમાણ કાઢવાનાં જે ચોકઠાંઓ વાપરે છે તે સર્વે સાપેક્ષ જ હોય છે. પૃથ્વી ઉપર રહેલો હોવાથી પ્રત્યેક દ્રષ્ટાનું ચોકઠું તેની પાર્થિવ સ્થિતિ ઉપર અવલંબે છે. સૂર્ય ઉપરના દ્રષ્ટા તથા સાઇરસ ગૃહ ઉપરના દ્રષ્ટાઓનાં ચોકઠાં એક ને એક ઘટનાના અવલોકન સંબંધમાં પણ જુદાં હોવાનાં ટૂંકામાં, દિશામાનનાં ચોકઠાં સાપેક્ષ છે. અંતર – કદ – અને લંબાઈ પણ સાપેક્ષ છે! દિશા અવિકારી અને નિરપેક્ષ છે જ નહિ. પૃથ્વી ઉપરના ભૌતિકશાસ્ત્રીને એક વસ્તુ વિદ્યુત્પ્રવાહ દૃષ્ટિએ, તદ્દન શૂન્ય જેવી લાગે તે ને તે વસ્તુ નિહારીકામાંથી નિરીક્ષણ કરનાર ભૌતિકશાસ્ત્રીને (જો એવો નિરીક્ષક ત્યાં હોય તો) વિદ્યુત્પ્રવાહના સંચારવાળી દેખાશે. તેને તો એક ક્ષણમાં ૧૦૦૦ માઇલની ગતિ કરતી પૃથ્વી જણાશે એટલે વિદ્યુત્પ્રવાહને પરિણામે જન્મતા લોહચુંબકના બળના ક્ષેત્રમાં તેને ફેર થતો મા મ પડશે.

વડે આપણે વિશ્વનું તદ્દન તટસ્થ ( impersonal ) ચિત્ર પ્રાપ્ત કરી શકતા નથી. તમે કહેશો કે લોઢાનો ગજ યા તો ફૂટ કે યાર્ડ તદ્દન અવિકારી છે ને? ના. એવો અવિકારી નિરપેક્ષ ગજ કે ફૂટ હયાતી ધરાવતો જ નથી. વાતાવરણની ઉષ્મા પ્રમાણે, ગતિના વેગ પ્રમાણે તેમાં વિકાર થાય છે એ તમારે સ્વીકારવું પડશે. તમે પૂછશો " તો પછી, લંબાઇ, પહોળાઇ, વગેરે દિશામાન, ઘડિયાળનું કાલમાન, ગતિમાન, પદાર્થનું માપ – વજન, શક્તિનું માપ, વગેરે સઘળાં જ આવા અસ્થિર માપને વશ છે? એ સઘળામાં અત્યાર સુધી ભૂલ ચાલી આવે છે?" આઇનસ્ટાઇન કહે છે, કે "હા!" અત્યાર સુધી ભૌતિકશાસ્ત્રમાં પદાર્થ શક્તિ, દિશા, કાલ, આકાશતત્ત્વ ( Ether ) વગેરે ઘણાં તત્ત્વો ગૃહીત તરીકે – સ્વયંસિદ્ધ તત્ત્વો – તરીકે સ્વીકારાયલાં છે, પરંતુ હવે આપણે

● ---------

'આ બન્ને દૃષ્ટાઓનું અવલોકન સાચું ' એમ આઈનસ્ટાઇન કહે છે તો પછી 'નિરપેક્ષ' એવું સ્થૂલ જગતમાં કાંઇ છે જ નહિ? કેટલીક વસ્તુઓ છે.—દાખલા તરીકે, સંખ્યા 'ચાર' તે ચાર જ રહે છે. પરંતુ અંતર, લંબાઈ વગેરે માપ, સાપેક્ષ છે, અને જો તમારે સ્થૂલ વિશ્વનું અવિકારી – નિરપેક્ષ સ્વરૂપ જાણવું જ હોય તો ચાર – દિશામાનવાળા જગતનો આશ્રય લેવો જ પડશે. ખરું જોતાં **પ્રકૃતિનું પોતાનું** કહી શકાય એવું કોઇ પણ ચોક્કું છે જ નહિ.

( ' Nature of the Physical World ' 'નેચર ઓફ ધ ફીઝીકલ વર્લ્ડ'ને આધારે.)

સર્વેનું પુનર્નિરીક્ષણ કરીને તેમાંનાં કયાં ખરેખર સ્વીકાર્ય છે તે જોવું પડશે.

## [ ૪ ]

**अ ब क ड** નામનો એક સમાન્તરબાજુ ચતુષ્કોણ

अ ड

( Square ) □ ધારો. તમે કહેશો કે આકૃતિ એક

ब क

Square છે – સમબાજુ ચતુષ્કોણ છે. વારુ, હવે એક માણસને એક સેકન્ડમાં ૨૬૦૦૦૦ કીલોમીટરની ઝડપે ગતિ કરતો કલ્પો. અને જો તેને તમે પૂછો કે આ આકૃતિ કેવી છે? તો તે તમને કહેશે કે લંબ ચતુષ્કોણ (Rectangle) છે!

अ ड

અર્થાત્ તેને તે □ જેવી દેખાશે. તેની ગતિને સમાન્તર

ब क

રેખાઓ બરાબર અડધી દેખાશે! બીજું એક વધારે સંભવિત અને સરળ ઉદાહરણ લ્યો. તમે વડોદરાના ચીમનાબાઇ ટાવર પાસે રહો છો. (યા તો કોઇ પણ ગામના એક ટાવર પાસે). બપોરે એક વાગી ગયો છે. ત્યાર પછી એક કલાકને અંતરે બેના ટકોરા થયા. હવે તમારો એક મિત્ર તમને પૂછે કે એ ટકોરા કયે સ્થળે થયા? તો પ્રથમ તો તમે તેને ખસી ગયેલા મગજનો ધારશો. પરંતુ ધીરજથી, હિંમતભેર અને ખાતરીપૂર્વક તમે તેને કહેશો, કે "ટકોરા એક જ ઠેકાણે થયા છે: અર્થાત્ ટાવરની અંદરના ઘંટ

ઉપર." આ કથન પૃથ્વી ઉપરના ક્ષુદ્ર માનવો કદાચ **સાચું** ગણે તો તે ક્ષંતવ્ય છે. પરંતુ બુધના ગ્રહ ઉપર કે સૂર્ય ઉપર ઊભો રહી એ બે ટકોરા વચ્ચેના કાલમાનનો માપનાર શું કહેશે? તે કહેશે કે એકના અને બેના ટકોરાની વચ્ચે ૭૦૦૦૦ માઇલનું અંતર છે! અને એક ટકોરો બીજા ટકોરાથી ૭૦૦૦૦ માઇલ છેટે – બીજે જ સ્થલે થયેલો છે!! એક કલાકમાં પૃથ્વીએ આટલી ગતિ કરી છે. એટલે, એક દ્રષ્ટાના મત પ્રમાણે કલાક વચ્ચે સ્થલનું અંતર શૂન્ય છે, જ્યારે બીજા દ્રષ્ટાના મત પ્રમાણે તેજ સ્થલનું અંતર ૭૦૦૦૦ માઇલ છે!!! તમે કહેશો કે આ રીતે તો 'જમણું', 'ડાબું', 'ઊંચું', 'નીચું', 'આઘું', 'પાસે' સઘળું જ દ્રષ્ટાના ઉપર અવલંબે છે એમ માનવું? આઇન-સ્ટાઇન કહે છે, 'હા, તેમ જ છે.'

વહેંતિયા લોકોના મુલકમાં 'ગુલિવર' ગયો હતો એમ કહેવાય છે, પરંતુ આ માન્યતા પ્રમાણે તો ગુલિવરના કરતાં વહેંતિયાઓ નાના હતા એમ માનીએ, યા તો આગળ હતો તેના કરતાં તે પોતેજ નાનો થયો. એ બેમાંથી ગમે તે માન્યતા સ્વીકારીએ તો પણ તેને વહેંતિયાઓના મુલકમાં જે આશ્ચર્યની લાગણી થઇ હતી તેની સમજૂતી આપણને મળી રહે છે! ટૂંકામાં, પદાર્થનું પરિમાણ, કદ વગેરે દ્રષ્ટાના ઉપર પણ આધાર રાખે છે.

## [ ૫ ]

આગળના ભાગમાં આપણે ઘન – ફૂટ યા તો ‘ ગજ ’ અવિકારી છે કે કેમ ? એ પ્રશ્નના ઉકેલ વિષે ઇસારો માત્ર કર્યો હતો. અહીં તેનો વિગતવાર અભ્યાસ કરવા પ્રયત્ન કરીશું. ફૂટ યા તો ‘ ગજ ’ લંબાઇ માપવાનું સાધન ગણાય છે અને એ પ્રમાણે માપેલી ‘ લંબાઇ ’ એટલે ‘ કુદરતમાં આવી રહેલું કોઇ નિરપેક્ષ પરિમાણ ’ એવી માન્યતા પણ આપણામાં હોય છે. ખરી વાત એ છે કે એ પરિમાણ ( લંબાઇ ) કુદરતમાં હો યા ન હો, આપણી માપ લેવાની પદ્ધતિમાં તો તે જરૂર છે. તો પછી કુદરતમાં – વિશ્વમાં – ‘ લંબાઇ ’ એવું નિરપેક્ષ પદાર્થમાન છે જ નહિ શું ? ઉત્તર આપી શકાય ‘ ના ’, ‘ અને હોય તો પણ આપણે તેને જાણી શકીએ તેમ નથી. આપણે લંબાઇ માપતા નથી પણ પદાર્થનું માપ કાઢીએ છીએ. આપણી માપવાની ક્રિયાથી સ્વતંત્ર ‘ લં–બા–ઇ ’ એવું કોઇ તત્ત્વ પ્રકૃતિમાં હજુ સુધી આપણે જોયું જાણ્યું નથી. ‘ પણ ત્યારે દિશામાં લંબાઇ છે જ નહિ ? ’ એમ હોય તો પછી દિશાનું – સ્થળનું – માપ કેવી રીતે કાઢી શકાય ? અને ‘ સ્થળના ગુણો શા, શા ? ’ આવા આવા અનેક પ્રશ્નો થવાના !

દિશા યાને સ્થળ યુક્લિડ જેવી કલ્પે છે તેવી તો પ્રકૃતિમાં નથી એટલું આપણે ચોક્કસ કહી શકીએ છીએ. શુદ્ધ – અવિકારી અને નિરપેક્ષ –‘ દિશા ’ જેવી ચીજ છે જ નહિ. એટલે કે, બે બિંદુઓ કે પદાર્થો વચ્ચે દિશાનું અમુક -- ચોક્કસ -- અવિકારી અંતર આવી રહેલું છે જે પરિસ્થિતિનાં

સર્વે તત્ત્વોથી નિરપેક્ષ છે એ માન્યતા સાચી નથી. દા. ત. કોઇ પણ ચોક્કસ પળે પૃથ્વી અને સૂર્ય બે વચ્ચે આવી રહેલું અંતર પૃથ્વી ઉપરથી જોનાર અને સાયરસ નામના ગ્રહ ઉપરથી જોનાર એમ બે દષ્ટાઓને એક સરખું નહિ લાગે ! દિશા સાપેક્ષ છે : દિશામાન પણ સાપેક્ષ છે. બે પદાર્થો વચ્ચે રહેલું દિશાનું અંતર પણ સાપેક્ષ છે.

ખરું જોતાં, જ્યારે જ્યારે દિશાનું માપ કાઢવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ ત્યારે ત્યારે આપણે પદાર્થોના ગુણો જ જાણી શકીએ છીએ. પદાર્થ દિશામાં વિસ્તરેલ છે; આપણે પદાર્થના એ વિસ્તારના ગુણો જ માત્ર જાણીએ છીએ અને દિશા જાણવાનો ખોટો સંતોષ માનીએ છીએ. અને દિશાનો ઉપયોગ કરીને તેવડે પદાર્થની અને પદાર્થનો ઉપયોગ કરીને દિશાની વ્યાખ્યા કરીએ છીએ ! દિશા એ પદાર્થનો ગુણ જણાય છે. તો પછી 'દિશા' જેવી 'સ્થૂલ દિશા' છે જ નહિ ? અથવા તો દિશા એ શું કેવળ તત્ત્વજ્ઞાનીઓનો બુટ્ટો જ માત્ર છે ? આઇનસ્ટાઇન કહે છે, 'ના.' દિશા એ માત્ર ( Conventional ) વ્યાવહારિક છે, સ્થૂલ પણ નથી અને મીમાંસાનો ખ્યાલ પણ નથી.

વળી, દિશાનું માપ ( માન ) આપણે ભૂમિતિવડે કાઢીએ છીએ તેમાં પણ યુક્લિડની ભૂમિતિ બીજી ભૂમિતિઓ કરતાં વધારે પસંદ કરવાનું આપણી પાસે કશું જ કારણ નથી. અર્થાત્ યુક્લિડે કલ્પેલી દિશા એ જ માત્ર દિશા નથી. દિશાના પણ અનેક પ્રકારો છે. પરસ્પર કાટખૂણે બે રેખાઓ દોરેલી હોય તેની સપાટી ઉપર રહેલી દિશા બે દિશામાનવાળી

( Two-Dimensional ) કહેવાય છે તે આપણે જાણીએ છીએ. એ દિશામાં આવી રહેલ કોઇ પણ બિંદુનું સ્થાન નક્કી કરવા માટે બે માપ કાઢવાની જરૂર રહે છે: એક **જમણી કે ડાબી** બાજુ અને બીજું ઉપર કે **નીચે.** પરંતુ એ સિવાય પણ ત્રણ દિશામાનવાળી દિશા હોય છે. અર્થાત્ લંબાઇ, પહોળાઇ અને ઊંચાઇ અથવા તો ઊંડાઇ, એમ ત્રણ માપવડે માપી શકાય તે દિશા. એ દિશામાં આવી રહેલ કોઇ પણ બિંદુ કે પદાર્થનું સ્થાન નક્કી કરવા માટે ત્રણ – દિશામાન – Dimensionsની જરૂર પડે છે ત્રણ પરસ્પર કાટખૂણે આવી રહેલ રેખાઓ લઇને તે પ્રત્યેક રેખામાં તે બિંદુ યા તો પદાર્થની સ્થિતિ આપે એવું માપ આપણે નક્કી કરવું પડે છે. વળી ચતુષ્કોણમાં આવી રહેલ ‘દિશા’ ‘ઘન ગોળાની દિશા’ અને ‘વક્રદિશા’ પણ વિશ્વમાં હોય છે.

હવે જરા વધારે અટપટી કલ્પના કરીએ. ભૂમિતિનો તો એ સર્વમાન્ય સિદ્ધાંત છે કે ત્રિકોણની બે બાજુઓનો સરવાળો ત્રીજી કરતાં હમેશાં વધારે હોય છે! વારુ, પરંતુ એક એવો ત્રિકોણ **अ ब क** ( ABC ) ધારો. જેમાં:—

A B : **अ ब** = ૩૯½ c. m. છે ( સેન્ટીમીટર )

A C : **अ क** = ૩૯ ૭/૮ ,, ,,

C B : **क ब** = ૧/૮ ,, ,,

આમાં ઉપરનો ભૂમિતિનો સિદ્ધાંત ખોટો ઠરે છે! તમે કહેશો કે ‘આવું માપ તો નક્કર ફૂટથી માપીએ તો કદી આવે જ નહિ! તમે દોરી કે ટેપવડે માપ કાઢયું હશે.

અને ટેપ કે દોરી તો જરા ખેંચીએ એટલે લાંબી પણ થાય એટલે આવા માપમાં ભૂલ આવે'–વારુ. પરંતુ લાકડાને તો નક્કર ગણો છો. તે ટેપની પેઠે લાંબો થતો જ નથી, અર્થાત્ ફૂટ કે યાર્ડ નથી જ બદલાતો અને તે અવિકારી જ છે તેની શી ખાતરી? તમે એક ફૂટ કે યાર્ડને બીજા જોડે સરખાવી જોવાની દરખાસ્ત કરો તો પણ ઉકેલ આવી જતો નથી. કારણકે તે બીજો ફૂટ કે યાર્ડ અવિકારી જ છે તેની શી ખાતરી? વળી નક્કર પદાર્થ પણ ગરમીથી પ્રસરણ પામીને વધારે લાંબો થાય છે તે આપણે ક્યાં નથી જાણતા? ત્રિકોણની એક ટોચ જો ખૂબ સમર્થ ગુરુત્વાકર્ષણના બળના ક્ષેત્રમાં આવી જાય તો પણ તે બાજુ ખેંચાઇ જાય તે તદ્દન સહેલાઈથી સમજી શકાય તેવું છે. અને નક્કરના હોવી, 'અવિકારી ઘનત્વ કાયમ રાખવું' એ ગુણ કોનો? પદાર્થનો, દિશાનો નહિ જ. એટલે બીજું કાંઇ નહિ તો પણ પદાર્થના અણુ-પરમાણુઓના નિયમો પ્રમાણે આપણા ઘન ગણાતા નક્કર દિશામાપમાં પણ વિકાર થવાના જ. અને એ ગુણ દિશાનો નહિ પરંતુ પદાર્થનો છે!!! આ પ્રમાણે પદાર્થ ઉપર કાર્ય કરનાર બળોની વિકારી અસર આપણાં સઘળાં દિશામાનોમાં પણ પ્રવેશ કરે છે.

આ સિવાય પણ તેજની ગતિ ઉપરથી અંતર માપવાની પદ્ધતિ છે. પરંતુ, તેમાં યે આપણી સર્વે ગણત્રીઓમાં તેજના ગુણોને લીધે થતા વિકારો પ્રવેશ કરવાના એ દેખીતું છે.

માઇકેલસન અને મોર્લીના પ્રયોગને આધારે અને લોરેન્ઝના સમીકરણ પ્રમાણે જે દિશામાં પદાર્થ ગતિ કરતો

હોય તે દિશાને સમાંતર આપણો ગજ રાખીએ તો તેની લંબાઈમાં ઘટાડો થાય છે; અર્થાત્ લંબાઇ કેવળ વસ્તુના યાને પદાર્થના ઉપર આધાર રાખતી નથી, પરંતુ ગતિસાપેક્ષ છે. ગજની લંબાઇ 'અવિકારી' જ છે એમ માનવાને આપણી પાસે કયાં કારણો છે? 'ગજ' એટલે શું?— 'વિદ્યુદણુ-ઓનો – પરસ્પર ઘણા જ વેગથી અથડાતા અનંત વિદ્યુદણુ-ઓનો સમૂહ તે ગજ.' એ વિદ્યુદણુઓ વચ્ચે સરેરાશ અમુક અંતર રહેલું હોવાથી આખો ય ગજ આપણને અત્યારે અવિકારી લાગે છે. આકર્ષણ અને પ્રત્યાકર્ષણનાં બલોની વચ્ચે જામેલી સમતુલાનું એ પરિણામ છે. પરંતુ ગજને તમે ગતિમાં મૂકો એટલે તો પછી વિદ્યુદણુઓમાં રહેલી શક્તિ બદલાય જ અને તે વિદ્યુત્-પ્રવાહ રૂપ બને. પરિ-ણામે, લોહચુંબક શક્તિના ક્ષેત્રમાં (ગજની આજુબાજુ) ફેર પડે અને તેથી અણુ અણુ વચ્ચેના અંતરની સમતુલામાં ભંગ પડે: વિદ્યુદણુઓના પરસ્પર અંતરમાં ફેર પડે.— અર્થાત્ ગજની 'લંબાઇ'માં ફેર પડી જાય.

થાકીને તમે કહેશો કે 'આ તો તોબાહ થઇ! માપ તો તમારે મને કાઢવા જ દેવું નથી. વસ્તુઓનું માપ લીધા વિના કાંઇ પ્રયોગ થાય. અને માપ કાઢયા વિના કુદરતના નિયમો કેવી રીતે શોધી શકાય?' એ વિષે આગળ જોઇશું. હમણાં તો આપણામાં ઘર કરી બેઠેલા વિચારોને અને મતા-ગ્રહોને તિલાંજલી આપવાની જરૂર છે!

[ ૬ ]

ઉપર જણાવ્યા પ્રમાણે :

૧ ત્રણ દિશામાનવાળી દિશા અને યુક્લિડની ભૂમિતિ

૨ દિશાની નિરપેક્ષતા

૩ કાલની નિરપેક્ષતા અને

૪ ગતિની નિરપેક્ષતા

એ ચારે મંતવ્યો આજે સેંકડો વર્ષોથી ભૌતિકશાસ્ત્રમાં અબાધિત સત્ય તરીકે મનાતાં આવેલાં છે. ગ્રીક મીમાંસકોથી માંડીને ન્યૂટન જેવા શોધકોએ તેમનો સ્વીકાર કરેલો છે. ઉપર આપણે દિશાની સાપેક્ષતા વિષે કાંઇક જોયું છે.

કાલ – સમય તો ભૌતિકશાસ્ત્રના મૌલિક મંતવ્યોમાંનું એક અને સદાયે અવિકારી ગણાતું તત્ત્વ છે. કોઇ પણ બે ઘટનાઓ વચ્ચેનો કાલાંતર સ્થાયી, અવિકારી અને એક જ હોય છે એમ મનાતું આવ્યું છે – તે એટલે સુધી કે આ કાલાંતર વિકારી છે એવી કલ્પના સુદ્ધાં ભાગ્યે જ કોઇ કરી શકતું. કાલ એ તો પ્રકૃતિનું એક અવિકારી તત્ત્વ ગણાતું. પરંતુ હવે સિદ્ધ થયું છે કે 'કાલ' જેવું નિરપેક્ષ તત્ત્વ પ્રકૃતિમાં **નથી.** કાલનું ભાન થવા માટે ગતિ આવશ્યક છે; કાલ જાણવા માટે દિશાનો વિચાર પણ જોઇએ. ગ્રીક તત્ત્વવેત્તા એરીસ્ટોટલના વખતથી કાલ અવિકારી અને નિરપેક્ષ મનાતો આવ્યો છે. પરંતુ એ માન્યતા સાચી નથી. એટલે કે બે ગ્રહણ વચ્ચે જે અમુક નિશ્ચિત કાલનો અંતર આપણને પૃથ્વી ઉપરથી અવલોકન કરતાં લાગે તે જ સાઇરિસ ગ્રહ ઉપરથી જોનાર દૃષ્ટાને નહિ લાગે! તમને આશ્ચર્ય થશે પરંતુ

કાલ સાપેક્ષ છે એમ સિદ્ધ થઇ શકે છે. દા. ત. ધારો કે એક માણસ રસ્તા ઉપર ચાલે છે અને બીજો માણસ આગગાડીમાં બેઠો છે. હવે રસ્તે ચાલનારને તે ગાડી એક બિંદુથી બીજે બિંદુએ જતાં અમુક કાળ – સમય – લે છે એવી ગણત્રી પોતાની ઘડિયાળ પ્રમાણે કરે છે. એ જ સમય આપતી બીજી ઘડિયાળ આગગાડીમાં મુસાફરી કરનાર માણસ પાસે છે એમ ધારો. તો પણ આગગાડીમાં હશે તેને એ જ બે બિંદુઓ વચ્ચે (એ જ ગતિએ દોડતાં) પસાર થતાં ગાડી થોડો સમય લે છે એમ લાગશે !! અર્થાત્ તેનો કાલ ઝડપથી પસાર થાય છે. બે જુદી જુદી પૃથ્વીઓ તમે એકી વખતે સૂર્યની આસપાસ ગતિ કરતી કલ્પો તો તે, દરેકમાં કાલની ગતિ એક નહિ હોય ?

આ પ્રમાણે જોતાં જણાશે કે ઘટનાઓ (Simultanious) યુગપદ – એકીવખતે બને છે એમ પણ ખાતરીથી કહી શકાય તેમ નથી. એટલે કે આપણે એકીવખતે અમુક બે ઘટનાઓ બનતી જોઇએ તે ઉપરથી તે બંને સમકાલીન છે એવું અનુમાન કરવું યથાર્થ નથી. ઘટના બન્યા પછી પૃથ્વી ગતિ કરે છે તેને પરિણામે એકીવખતે તે બને છે એવું જોઇ શકાય, પરંતુ તે ઉપરથી તે સાચું છે એમ માની લઇ શકાય નહિ. ટૂંકામાં, ઘડિયાળો પણ ગતિના પ્રમાણમાં જુદું જુદું કાલમાન આપે છે ! પૃથ્વી ઉપર કોઇ બે નિશ્ચિત સ્થલ લઇને તે બેની બરોબર મધ્યમાં વચ્ચોવચ્ચ હોય તેવું બિંદુ નક્કી કરો. મુંબઇ અને ન્યૂયોર્ક યા તો પૅરિસ અને પેકીન લઇને તેની વચ્ચેની જગા નક્કી કરો. હવે જો એકી-

વખતે એ બે સ્થળોએ તોપનો ધડાકો કરવામાં આવે તો વચ્ચેને સ્થળે ગે.ગ્ય ઊંચાઇએ ઊભેલો માણસ તે બન્નેને એકી વખતે જોઈ શકશે, એટલે કે તે બન્ને તેને સમકાલીન લાગશે. હવે પૃથ્વીની ઘણો જ પાસે કોઇ ગ્રહ ધારો અને તે ગ્રહ સ્થિર છે એમ કલ્પો. એ ગ્રહ આપણે જે વચ્ચોવચ્ચ જગો નક્કી કરી છે તેની ઉપર આવી રહ્યો છે એમ ધારીશું તો એ ગ્રહ ઉપરના માણસને પણ એ બે ધડાકા એકીવખતે બનેલા જણાશે એવું આપણે સાધારણ રીતે માની લઇએ. પણ એ માન્યતા સાચી નથી. કારણકે તોપ ફૂટ્યા પછી તેનો ચમકારો ગ્રહ ઉપર ઊભેલા દષ્ટાને પહોંચે એટલા સમયના ગાળામાં પૃથ્વી તો ગતિ કરતી હશે, એટલે કે એ ગ્રહ એક બિંદુની પાસે અને બીજાથી દૂર ગતિ કરશે. અર્થાત્ તેને એક ચમકારો **વહેલો** અને બીજો **મોડો** જણાશે! જ્યારે આપણે તો બન્ને એકી વખતે–સમકાલીન બને છે એમ માનીશું એટલે કે પૃથ્વી ઉપરના દષ્ટાને જે ઘટનાઓ સમકાલીન જણાય તે સમકાલીન હોવી જ જોઇએ યા તો સર્વ દષ્ટાઓ માટે પણ તે સમકાલીન જ છે એમ કહી શકાય નહિ. અને આ કાંઇ તત્ત્વજ્ઞાનની માનસિક દલીલ નથી. આ તો પ્રત્યક્ષ સ્થૂલ જગતની હકીકત છે.

## [ ૭ ]

ગતિની નિરપેક્ષતાનું પણ એ જ પ્રમાણે છે.

ગતિ એટલે શું? ગતિ એટલે જ સ્થિતિમાં વિકાર.

પદાર્થની સ્થિતિમાં ફેર તો કોઇ અન્ય પદાર્થને સ્થિર કલ્પીને તેને સાપેક્ષ જ હોઇ શકે એ દેખીતું છે.

કોઇ પણ વસ્તુને સાપેક્ષ ન હોય એવી 'ગતિ' કલ્પવી જ અસંભવિત છે. અરે ઇથર – આકાશતત્ત્વની સાપેક્ષ ગતિ આપણે જાણી શકતા નથી તો પછી કોઇ પણ વસ્તુને સાપેક્ષ ન હોય તેવી ગતિની કલ્પના ક્યાંથી આવે? બિચારા ગણિત અને ભૌતિકશાસ્ત્રીઓએ આકાશતત્ત્વની ગતિ માપવાને પ્રયત્નો કાંઇ ઓછા કર્યા નથી. **વી** ગતિના અમુક મૂલ્યને અજ્ઞાત તરીકે લઇને પછી પ્રયોગદ્વારા કરેલાં નિરીક્ષણની માપસંખ્યાઓ તેમણે સમીકરણમાં દાખલ કરી અને છેવટે **વી**ની બરાબર સંખ્યા જાણવા પ્રયત્ન કર્યો. પરંતુ **વી** સિવાયની બધી અજ્ઞાત વસ્તુઓ ઊડાવી દેતાં શું જણાય છે? ૦=૦; ગણિતની દૃષ્ટિએ સાવ સાચું, પરંતુ **વી** માપવાની ઇચ્છા રાખનારની મશ્કરી કરતું સમીકરણ આવીને ઊભું રહે છે!

આઇનસ્ટાઇને બતાવી આપ્યું છે કે નિરપેક્ષ ગતિ છે એવું માનીએ તો પણ તે આપણે જાણી શકીએ તેમ નથી. એટલે કે એકસરખા વેગથી ગતિ કરતા પદાર્થની ગતિ આપણે કોઇ પણ સ્થૂલ પ્રયોગવડે તે પદાર્થના ઉપર રહીને માપી શકીએ તેમ નથી. એવી સમાન વેગવાળી ગતિને પરિણામે પ્રકૃતિના નિયમોમાં કશોયે વિકાર થતો નથી એવું આઇનસ્ટાઇને સિદ્ધ કર્યું છે. ન્યૂટને ફળના પતનની સમજૂતી 'પૃથ્વી તેને આકર્ષે છે' એમ કહીને આપી છે. આઇનસ્ટાઇન કહે છે કે ફળના પ્રત્યે પૃથ્વી ગતિ કરે છે એમ કહેવું પણ એટલું જ સ્વીકારવા જેવું છે. એટલે કે તમારા માથા ઉપર

કાંકરો પડે તો 'કાંકરો પડ્યો' એ જેટલું સાચું છે તેટલું જ 'તમારું માથું કાંકરાને જઇને અથડાયું' એ કથન પણ સાચું છે!

ત્યારે આપણે જોયું કે આપણો સ્થલનો ખ્યાલ બહુ જ અપૂર્ણ છે. આપણે 'મુંબઇ' 'દિલ્હી' 'ન્યૂયોર્ક'– કહીએ છીએ એટલે જાણે કે સ્થિર સ્થલનો નિર્દેશ કરતા હોઇએ એમ માનીએ છીએ; પરંતુ 'દિલ્હી' કે 'મુંબઇ' કોઇ સ્થિર સ્થલ છે? પૃથ્વી ગોળ ગોળ ફરે છે તેનું શું? તમે કહેશો પૃથ્વી તો સ્થિર છે ને? ના! પૃથ્વી પણ ગતિ કરે છે (સૂર્યની આસપાસ). તો પછી સૂર્ય તો સ્થિર ખરો ને? ના, સૂર્ય પણ હરક્યુલિસના સુદૂર ગ્રહપ્રત્યે આખી સૂર્યમાળાને લઇને ગતિ કરી રહ્યો છે! કાલની અવિકારિતા અને નિર-પેક્ષતા, ગતિનું જ્ઞાન, સમકાલીનતાનો આપણો ખ્યાલ, યુક્લિડની ભૂમિતિ અને ત્રણ દિશામાનો વગેરે બધું જ અયથાર્થ. !!!

ત્યારે આઇનસ્ટાઇન શું કહેવા માગે છે? એણે સિદ્ધ કર્યું છે કે દિશા અને કાલ સાપેક્ષ છે–વિકારી છે. નિરપેક્ષ એ બન્ને હોય તો આપણે તે જાણી શકીએ તેમ પણ નથી. સમકાલીનતાની પણ ખાતરી આપવી સંભવિત નથી. અને સમાન–સરખી ગતિ માપવાનું સાધન આપણી પાસે નથી.

[ ૮ ]

તે ઉપરાંત તેણે બતાવી આપ્યું કે વાસ્તવિક જગતમાં કોઇ પદાર્થની સ્થિતિ નક્કી કરવા માટે ત્રણ નહિ પરંતુ ચાર દિશામાનો આવશ્યક છે. ધારો કે એક હવાઇ વિમાન આકાશમાં અદ્ધર ગતિ કરે છે. તેની સ્થિતિ નક્કી કરવા માટે **અર્થાત્** દિશામાં તેનું સ્થાન ચોક્કસ કરવા માટે, આપણે અમુક બિંદુને સ્થિર લઇને લંબાઇ, પછી પહોળાઇ, એટલે કે તેના કાટખૂણે ગતિ કરી. છેવટે ઊંચાઇ માપવી જોઇએ. પરંતુ એટલેથી આપણે નહિ ચલાવી શકીએ. તે ગતિ કરતું હોવાથી આપણે કાલ પણ જાણવો જરૂરનો છે. તો જ અમુક ચોક્કસ ક્ષણે તે અમુક સ્થળે છે તે આપણે જાણી શકીશું. ટૂંકામાં વિશ્વની ભૂમિતિ જ બદલી નાખીને **બિંદુઓને** ઠેકાણે **ઘટનાઓની** સ્થિતિ જ નક્કી કરવા પ્રયત્ન કરવો જોઇએ એમ આઇનસ્ટાઇન કહે છે. **ઘટનામાં કાલનો સમાવેશ હમેશાં થાય છે જ અને વિશ્વના સર્વે પદાર્થોને ઘટના તરીકે આઇનસ્ટાઇન ગણે છે. પ્રત્યેક ક્ષણે તે ઘટના (પદાર્થ) તેની આગળની ઘટના (તેના પૂર્વ સ્વરૂપ)થી** જરાક જુદી પડે છે. (નિદાન, કાલના પૂરતી). અને એ રીતે ડીફરેન્શીઅલ ગણિતની વિકાર-ની મર્યાદામાં તે આવે છે. આ રીતે યુકિલડની ભૂમિતિને ઠેકાણે ચાર દિશામાનવાળી ભૂમિતિનો આશ્રય લઇને વિશ્વનું બંધારણ યાને રચના વધારે વાસ્તવિક રીતે સમજાવી શકાય છે. આ ભૂમિતિમાં આખું વિશ્વ સમાયેલું છે. અને તેનું પ્રત્યેક બિંદુ ઉપર જણાવ્યા પ્રમાણે 'ઘટના' તરીકે જ ગણવામાં આવે છે.

કોઇ પણ બે ઘટનાઓ વચ્ચે આવી રહેલો અંતર અવિકારી છે એવું આઇનસ્ટાઇને ગણિતવડે બતાવી આપ્યું છે. એટલે કે વિશ્વમાં બીજાં તત્ત્વો અવિકારી નથી, પરંતુ બે ઘટનાઓ વચ્ચેનો અંતર ચાર દિશામાનમાં તદ્દન અવિકારી છે.

વળી તેજની ગતિ પણ વિશ્વમાં અવિકારી રહે છે એમ પણ તેણે સાબિત કરેલું છે. તેજની ગતિ દરેક ક્ષણે ૧૮૬૦૦૦ (એક લાખ છાસી હજાર) માઇલ જેટલી છે. તે ગતિ તેજ આપનાર પદાર્થની ગતિથી તદ્દન સ્વતંત્ર અને અવિકારી રહે છે. આ બાબત કેટલી વિચિત્ર અને પ્રથમ દૃષ્ટિએ સહેલાઇથી ન સમજી શકાય તેવી છે તેનો ખ્યાલ નીચેના ઉદાહરણ ઉપરથી આવશે. ધારો કે એક ગાડી ૫ માઇલની ઝડપે એક સેકન્ડમાં ગતિ કરે છે અને બીજી ૩૫ માઇલની ઝડપે ગતિ કરે છે. બે ગાડીઓ સામસામી દિશામાં ગતિ કરે તો તેમની ગતિ ૩૫+૫=૪૦ માઇલ દર સેકન્ડે ગણાય, એટલે કે એક સેકન્ડને અંતરે તેમની વચ્ચેનું અંતર ૪૦ માઇલ હશે. અથવા તો તે બન્નેને એક જ દિશામાં ગતિ કરતી ધારશો તો ૩૫-૫=૩૦ માઇલની ગતિ દર સેકન્ડે આવશે. અર્થાત્ એક જ દિશામાં દોડતાં એક સેકન્ડને અંતે તેમની વચ્ચે ૩૦ માઇલનું અંતર હશે.

પરંતુ તેજની બાબતમાં? તદ્દન જ વિચિત્ર પરિણામ આવે છે. તેજ આપનાર પદાર્થ ગમે તે દિશામાં હોય, અને ગમે તેટલી ઝડપે ગતિ કરતો હોય, તો પણ ચારે દિશામાં તેજની ગતિ તો એક સરખી જ રહે છે! સહેજ કલ્પનાનો

વિહાર કરવા ખાતર એક ઘડી આપણે માની લઇએ કે તેજ આપનાર દીવો યા તો કોઇ ગ્રહ કે તારો એક સેકન્ડમાં ૧૮૬૦૦૦ માઇલની ઝડપે ગતિ કરે છે, અર્થાત્ તેજનાં મોજાંના જેટલી જ ઝડપે તે પણ ગતિ કરે છે. તો ખરું જોતાં શું થવું જોઇએ ? તેજનું મોજું દીવાને છોડીને તેની આગળ જઈ શકવુંજ ન જોઈએ; કારણકે પ્રત્યેક ક્ષણે તેજનું મોજું ૧૮૬૦૦૦ માઇલ આગળ ધપશે એટલે મોજું પાછું દીવા જોડે ને જોડે જ રહેવું જોઈએ. અર્થાત્ તેજનું મોજું દીવાને છોડી શકશે જ નહિ. પરંતુ પ્રયોગો ઉપરથી જણાયું છે કે તે પ્રમાણે બનતું નથી. ગમે તેટલા વેગથી દીવો ભલે ગતિ કરતો હોય પરંતુ તેજના મોજાની ગતિ તો સર્વ દિશામાં ૧૮૬૦૦૦ માઇલ જ રહે છે! આ હકીકત ઘણી જ ઉપયોગી હોઈ આઇનસ્ટાઇનના ગણિતમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. તેજનાં મોજાંની ગતિ અવિકારી હોઇ માનવથી તે સાધ્ય નથી એવું પણ તે જણાવે છે. વળી, ગણિતશાસ્ત્ર પ્રમાણે એટલી ઝડપ – વેગ – પ્રાપ્ત કરનાર વસ્તુનું વજન અનંત હોવું જોઇએ એટલે કોઇ પણ પરિમિત વસ્તુ એ ઝડપ મેળવી શકે એ તદ્દન અસંભવિત જ છે!

ત્યારે દિશા – કાલ, ગતિ પ્રકૃતિનાં નિરપેક્ષ તત્ત્વો નથી એ આપણે જોયું અને યુક્લિડની ભૂમિતિ વિશ્વની દિશાનો વાસ્તવિક ખ્યાલ આપણને આપતી નથી એ પણ તપાસ્યું.

પરંતુ આઇનસ્ટાઇન આગળ જઇને જણાવે છે કે વજન પણ વિકારી છે – તેમાં ફેરફાર થાય છે. આ જો હકીકત હોય તો તે ભૌતિકશાસ્ત્રીઓ માટે કેટલી બધી મૌલિક છે

તેનો ખ્યાલ કરવા માટે વાંચનારે પ્રયત્ન કરવો જરૂરનો છે. એવું એક પણ શાસ્ત્ર નથી જેમાં 'વજન' એક અતિ ઉપયોગી માપ તરીકે મોટો ભાગ ભજવતું ન હોય. ન્યૂટને જે મહાન ગતિના નિયમો શોધ્યા છે તેમાં ગુરુત્વાકર્ષણનો અને પદાર્થના વજન વિષે તેણે 'નિશ્ચલતાનો – જડતાનો નિયમ' ( Law of Inertia )શોધ્યો હતો. પદાર્થ સ્થિર હોય તો તેને ગતિમાન કરવા માટે શક્તિની (બળની) જરૂર છે. અને ગતિમાન પદાર્થને રોકવા માટે શક્તિનો – બળનો વ્યય કરવો પડે છે. જડતા (ઈનર્શિયા) એટલે શું? સ્થિતિમાં કોઇ પણ પ્રકારનો ફેરફાર કરવા જતાં પદાર્થ જે વિરોધ કરે તેનું નામ 'જડતા'. પરંતુ, વજન પણ વેગના ઉપર આધાર રાખે છે એવું આઇનસ્ટાઇને બતાવી આપ્યું છે. ધારો કે:–

(૧) ૧૦૦૦ કીલોગ્રામ વજન એક સેકન્ડના ૧૦૦૦ કીલોમીટરના વેગથી ગતિ કરે છે, તો, તેનું વજન ૧૦૦૨ કીલોગ્રામ થશે.

(૨) ૧૦૦૦ કી.ગ્રામ વજન એક સેકન્ડના ૧૦૦૦૦ કી. મીટરના વેગથી ગતિ કરે છે તો ૧૦૬૦ કી.ગ્રામ વજન થશે.

(૩) ૧૦૦૦ કી.ગ્રામ વજન એક સેકન્ડના ૨૦૦,૦૦૦ કી. મીટરના વેગથી ગતિ કરે છે તો તેનું વજન ૧૩૪૧ કીલોગ્રામ થશે. વિચિત્ર! પરંતુ પ્રયોગ અને ગણત્રીનું વાસ્તવિક પરિણામ છે!*

*સં. ૧૯૯૧, 'શરદ' વાર્ષિકમાં પ્રકટ થયેલો.

[ ૯ ]

## માઇકેલસન અને મોર્લીનો પ્રયોગ

આ સ્થળે સાપેક્ષતાના વાદનો ઐતિહાસિક વિકાસ જોવા પ્રયત્ન કરીશું. ૧૯મી સદીના અંતમાં ઇથર (Ether)નું –આકાશતત્ત્વનું અસ્તિત્વ ગણિતનાં સમીકરણોવડે સિદ્ધ કરવામાં આવ્યું હતું. તેજનાં મોજાં પ્રસરતાં તે પણ આકાશતત્ત્વના અદૃશ્ય અનંત સાગરમાં. મેક્સવેલે તેજનાં મોજાં આકાશતત્ત્વના સાગરમાં થતા વિદ્યુત અને લોહચુંબકના ક્ષોભને આભારી છે એમ જાહેર કર્યા પછી આકાશતત્ત્વ તો ભૌતિકશાસ્ત્રીઓમાં મૌલિક તત્ત્વ તરીકે સ્વીકારાયું. સૂર્યથી પૃથ્વી ઉપર તેજનાં મોજાં આવે છે તેના માધ્યમ અને આધાર તરીકે એ આકાશતત્ત્વનો સાગર જ આવી રહેલો છે. પરંતુ પછીથી પ્રશ્ન થયો –" પૃથ્વી દિશામાં ગતિ કરી રહેલી હોવાથી તેની આજુબાજુ આવી રહેલા આકાશતત્ત્વમાં ક્ષોભ થાય છે ખરો ?" ખગોળશાસ્ત્રીઓ "ના" કહેતા. ફીઝો જેવા તેજના શોધકો "હા" કહેતા. કોઇક કહેતું કે આકાશતત્ત્વ સ્થિતિસ્થાપકતાવાળું છે. કોઇ કહેતું કે તે કેવળ નક્કર છે – તે સર્વવ્યાપી છે, પદાર્થની અંદર થઇને તે ગતિ કરે છે.

સન ૧૮૮૦માં માઇકેલસન અને મોર્લી નામના બે અમેરિકન પદાર્થશાસ્ત્રીઓએ ઇથરમાં થતી પૃથ્વીની ગતિ માપવા માટે પ્રયોગ કર્યો. અને ત્યાર પછી ૧૮૮૭ અને ૧૯૦૫માં એમ વારેવારે તેમણે પ્રયોગો કરી જોયા. છતાં પરિણામ એનું એ જ માલૂમ પડેલું. સને ૧૮૯૨માં ફીટ-

ફીટ્ઝરેલ્ડ અને લોરેન્ઝ નામના બે ભૌતિકશાસ્ત્રવિશારદોએ માઇકેલસન અને મોર્લીના પ્રયોગની સમજૂતી આપનાર સમીકરણ પ્રગટ કર્યું. ૧૯૦૨થી ૧૯૦૪ સુધીમાં રેલે અને બ્રેસ – બંને જણાઓએ ડબલ રીફ્રેક્શન ઉપર પ્રયોગો કરી જોયા અને વિદ્યુતની પ્રવાહિતા ઉપર પણ પ્રયોગો અજમાવી જોયા. પૃથ્વીની ગતિને પરિણામે એ ગુણોમાં (તેજનાં અને વિદ્યુતનાં) કશો ફેર પડેલો જણાયો નહિ. ૧૯૦૫માં આઇનસ્ટાઇને પ્રથમ સાપેક્ષતાનો વાદ મર્યાદિત ક્ષેત્રમાં લાગુ કર્યો, તેમાં તેણે કાલની સાપેક્ષતા સિદ્ધ કરી અને ઘટનાની સમકાલીનતાનો નિરાદર કર્યો. અને એવી સમકાલીનતાનો આધાર – દિશામાં – પદાર્થની અવિકારી સ્થિતિ ઉપર રહેલો હોવાથી દિશાની યાને સ્થલની – સાપેક્ષતા પણ આપોઆપ એના વાદમાં આવી ગઇ. ૧૯૦૮ પછી આઇનસ્ટાઇન અને ગાઉસે રીમેન, રીકી અને લેવી – સીવીટા એ ત્રણ પ્રખ્યાત ગણિતશાસ્ત્રીઓએ સ્થાપન કરેલ – Calculus – ગણિતનો આશ્રય લઇ તેમાં નવી શોધો કરી. ૧૯૧૧માં આઇનસ્ટાઇને "સમાનતાનો સિદ્ધાંત" બહાર પાડ્યો. અને ગણિતશાસ્ત્ર-વડે તેજ, વિદ્યુત વગેરે જુદી જુદી ઘટનાઓના ક્ષેત્રમાં તેણે એ સિદ્ધાંત લાગુ પાડીને સર્વે સર્વમાન્ય સમીકરણમાં તેને પ્રકટ કરી બતાવ્યો. સન ૧૯૧૫માં તેણે ગુરુત્વાકર્ષણનો વાદ પણ, ન્યૂટનથી જુદી જ રીતે, સમજાવ્યો. અને પરિણામે દિશાનો કાલનો, યુક્લિડની ભૂમિતિનો, જૂના ગતિશાસ્ત્રનો એમ અનેક શાસ્ત્રોનો, મૌલિક પાયો હચમચાવી મૂક્યો!

આગળ આપણે જોઇ ગયા કે માઇકેલસન અને મોર્લીનો

પ્રયોગ અને તેના પરિણામની શૂન્યતા – અફળતા – એ આઇનસ્ટાઇનના વાદનો પ્રયોગાત્મક (પરંતુ અભાવાત્મક) પાયો ગણી શકાય. એમનો હેતુ તો આકાશતત્ત્વનું અસ્તિત્વ સાબિત કરવાનો હતો, પરંતુ ઘણીએ વાર પ્રયોગ કરનાર જે વિચારથી પ્રેરાય છે તેનાથી ઊંધું જ પરિણામ આવી બેસે છે તેવું એમની બાબતમાં પણ બન્યું. એમની માન્યતા એવી હતી કે જો સર્વવ્યાપી આકાશતત્ત્વનું અસ્તિત્વ આપણે સ્વીકારીએ તો તેમાં આપણી પૃથ્વી દર સેકન્ડે ૧૯ માઇલની ગતિ કરે. પરિણામ શું આવે? ખુલ્લા ડબાવાળી આગગાડી હવામાં દર સેકન્ડે ૧૯ માઇલની ઝડપે ગતિ કરતી હોય તો હવામાં જેવો ક્ષોભ મચી રહે તેવો જ આકાશ-તત્ત્વમાં થવો જોઇએ. એ ગતિ કરતી વખતે પૃથ્વીની સપાટી ઉપરથી તેજનું મોજું બે પરસ્પર કાટખૂણે આવી રહેલી દિશામાં ફેંકવામાં આવે તો એક દિશામાં ગતિ કરતું મોજું આકાશતત્ત્વમાં મચેલા તોફાનની સામે જવા પ્રયત્ન કરતું હશે, જ્યારે બીજી દિશામાં જતા મોજાને એવી કશી અડચણ નહિ પડે. એક દિશામાં તેની ગતિ રૂંધાશે તેવી બીજી દિશામાં તેને બાધા નડશે નહિ. પરિણામે તેજની ઝડપમાં આપણને ફેર જણાવો જોઇએ. એ પ્રમાણે પૃથ્વીની ગતિની દિશામાં અને તેને કાટખૂણે માઇકિલસન અને મોર્લીએ તેજનાં બે મોજાંઓ એકીવખતે રવાના કર્યાં. અને આરસીની સપાટી ઉપર તેમને પાછાં પરાવર્તન પમાડી એકઠાં કર્યાં. જો ઇથરમાં ગતિ કરવાને પરિણામે તેજનાં મોજાંની ઝડપમાં ફેરફાર થતો હોય તો પરિણામે તેજનાં એ બે મોજાંઓ ભેગાં થતાં

પરસ્પર એકબીજાની અસર નાબુદ કરે. એટલે કે એક મોજાંની ટોચ બીજાનાં ઊંડાણ સાથે મળે; એટલે પરિણામે સ્થિર સપાટી દેખાય. તેજનાં મોજાંની બાબતમાં જ્યારે તેઓ એ પ્રમાણે અસમાન આંદોલનની સ્થિતિમાં ભેગાં મળે છે ત્યારે પરસ્પર વિઘાતકતાને (interference) પરિણામે કાળાકાળા ડાઘાના પટ્ટા તેજના સમગ્ર પટમાં દેખાય છે. માઇકેલસન અને મોર્લીએ એવા તેજના પટ્ટા જોવાની આશા સકારણ રાખી હતી. પરંતુ પ્રયોગોને અંતે તે આશા નિષ્ફળ ગઇ અને તેમની બંને દિશાઓમાં થતી ગતિને પરિણામે કશો જ વિકાર તેમને ભેગાં મળતાં તેજનાં મોજાંઓમાં જણાયો નહિ. ! ! !

## લોરેન્ઝ – ફીટઝીરોલ્ડનું સમીકરણ

માઇકેલસન અને મોર્લીના પ્રયોગની સમજૂતી લોરેન્ઝ, ફીટઝીરોલ્ડે નીચે પ્રમાણે આપી. તેમણે જણાવ્યું કે પૃથ્વી જે દિશામાં ગતિ કરે છે તે દિશામાં માઇકેલસને ગોઠવેલ આરસીનું અંતર ટૂંકું થાય છે. અને દૃષ્ટા જ્યારે તેને જુવે છે ત્યારે તેની બીજી બાજુએ તેજ અંતર બરાબર તેટલું જ વધે છે. પરિણામે, જોનારને કશો જ ફેરફાર દેખાતો નથી. એ સંકોચ ઘણો,– અતિઘણો – થોડો થાય છે. પૃથ્વીના વ્યાસ જેટલી લંબાઇ લઇએ – અર્થાત્ ૧૨૦૦૦ (બાર હજાર) કીલોમીટર – તો એ સંકોચ ૬.૫ સેન્ટીમીટર જેટલો થાય ! અલબત્ત, પ્રયોગશાળામાં એટલું નાનું માપ પ્રયોગ-વડે કદી પણ જાણી શકાય નહિ એ સાચું છે. 'વી'[1] એ

[1] ઘણા લોકો પ્રશ્ન કરે છે કે લોરેન્ઝ અને ફીટ્ઝીરોલ્ડના સમીકરણ દ્વારા "લંબાઈ"ના સંકોચનું (Contraction) જે

જો તેજના મોજાની આકાશમાં થતી ઝડપ છે એમ માનીએ તો એ સંકોચ= $\sqrt{\frac{૧-વી૨}{સી ૨}}$ (સી, એ તેજની ગતિનું સૂચક હોય ૧૮૬૦૦૦ માઇલ દર સેકન્ડે ગણવાનું )

પરંતુ આઇનસ્ટાઇને આ પ્રયોગનો ઉકેલ તદ્દન જુદી રીતે આપ્યો. પ્રથમ તો, ઇથરનું અસ્તિત્વ તે સ્વીકારતો કે ઇન્કારતો નથી. જાણે કે ઇથર–આકાશતત્ત્વ–છે જ નહિ તેમ ગણીને તેની ગણત્રીઓ તેણે કરેલી છે. તેણે તો બતાવી

●———

માપ આપણે કાઢીએ છીએ તે શું વાસ્તવિક છે? એ પ્રમાણે શું સાચેસાચ બને છે?

આની સમજૂતી માટે એડીંગ્ટને આપેલા એક સુંદર મુદ્દાનો ઉલ્લેખ કરીશું. કોઈ વેપારી કંપનીએ ધારો કે પોતાનું સરવાયું રજૂ કર્યું. તેમાં તેની મિલકત "અમુક" છે એવું જણાવવામાં આવેલું છે. કોઈ પૂછે કે "આ સરવાયું સાચું છે?" જવાબ દઇ શકાય "હા" ચારટર્ડ એકાઉન્ટન્ટ–પ્રમાણભૂત હિસાબનવીસની સહી સાથે બહાર પડેલું છે એટલે તે સાચું છે. અને છતાં પ્રશ્નકર્તા પૂછી શકે "એ ખરું,–પરંતુ કંપનીના લેણદેણનું આ સરવાયું "ખરેખરું" "સાચેસાચું" છે?"–કારણકે હિસાબના સરવાયામાં બતાવાતાં નફાનુકશાન હંમેશાં સાચાં–વાસ્તવિક હોતાં નથી એવો પણ આપણો અનુભવ છે. ! !

ખરું જોતાં, પદાર્થોના સ્થૂલ પરિમાણોનો ઝીણવટથી કરેલો અભ્યાસ એ હિસાબના સરવાયા જેવો છે. અને એ રીતે લોરેન્ઝ ફીટ્ઝીરોલ્ડના સમીકરણવડે સૂચવાતો લંબાઇનો સંકોચ સાચો છે એમ કહી શકાય! એટલે કે પદાર્થના સત્ય સ્વરૂપનું એમાં

આપ્યું કે નિરપેક્ષ કાલ એવું તત્ત્વ છે જ નહિ. કાલ પોતે સાપેક્ષ હોઈ પ્રત્યેક ગતિમાન પદાર્થનો પોતાનો વિશિષ્ટ કાલ હોય છે. અર્થાત્ માઇકેલસન–મોર્લીના પ્રયોગવડે ઉપસ્થિત થતો આખો પ્રશ્ન જ ઊડી ગયો! આકાશતત્ત્વમાં પૃથ્વીની નિરપેક્ષ ગતિ માપવાનો એ પ્રયોગમાં પ્રયત્ન હતો. આઇનસ્ટાઇને બતાવી આપ્યું કે "નિરપેક્ષ ગતિ જ શક્ય નથી!" "**मूलं नास्ति कुतः शाखा?**" તમારો પ્રયોગ સફળ ન થયો કારણકે તે શક્ય જ નથી!*

●

વર્ણન નથી પરંતુ માનવના પરિમાણમાં–ચોકઠામાં–દેખાતા પદાર્થના સંસ્કાર વિષે તે માહિતી આપે છે.

(એડીંગ્ટનના 'નેચર ઑફ ધ ફિઝિકલ વર્લ્ડ' ઉપરથી)

*સં. ૧૯૯૧, 'ઊર્મિ'માં પ્રકટ થયેલો.

# અગમ્યવાદ (અગમ-નિગમવાદ)

ગઇ સદીમાં ભૌતિકશાસ્ત્રોની ઉન્નતિનો સૂર્ય મધ્યાહ્નમાં હતો ત્યારે પદાર્થવિજ્ઞાન શાસ્ત્રીઓના ઘણા મોટા ભાગમાં, મીમાંસકોમાં અને પ્રખ્યાત સાહિત્યકોમાં પણ એક એવા પ્રકારની આત્મવિશ્વાસની લાગણી થએલી કે "અજ્ઞેય વા અગમ્ય એવું તે વળી આ જગતમાં હોઇ જ શું શકે?" બુદ્ધિશાળીમાં ગણાતા લોકોને એવા સ્વીકારમાં પોતાની બુદ્ધિનું અપમાન લાગતું; ઘણાને તેમાં વહેમનો સ્વીકાર દેખાતો, લગભગ સર્વે તેને માનસિક નિર્બળતાનું ચિહ્ન ગણતા. "પ્રયોગાત્મક જિજ્ઞાસા" જેમનું વાસ્તવિક વલણ હોવું જોઇએ એવા ભૌતિકશાસ્ત્રીઓ "અગમ્ય"ના કે "સૂક્ષ્મ"ના નામ માત્રથી અભડાઇ જતા પ્રયોગો કરી પોતાની અગમ્યની વાસ્તવિકતાની માન્યતાને સાચી ઠરાવવા દરખાસ્ત કરનારને અપમાનભર્યા ટૂંકા ઉત્તરો દઇને મૂગા રહેવાની ફરજ પાડવામાં આવતી× અને નીતિનાં આચાર-

×રૉયલ સોસાયટીએ (લંડન) સર-વિલિયમ ક્રુકસની અરજીના આપેલા તદ્દન ઉદ્ધત અને ભૌતિકશાસ્ત્રીઓને ન છાજે એવા ઉત્તરો વાંચો.

સૂત્રો (નિયમોની વ્યવહારૂ કલમો)ને ધર્મની, તત્ત્વજ્ઞાનની અને આધ્યાત્મિકતાની પરાકાષ્ટા માનનારાઓ "અગમ્ય" શબ્દથી સૂગાતા અને આજે પણ કદાચ સૂગાતા હોય તે આશ્ચર્ય નહિ !

અને છતાં ખૂબી તો એ છે કે સર્વે ધર્મોના આદિ પ્રવર્તકો, પેગંબરો, મહાન તત્ત્વદષ્ટાઓ, સાહિત્યના ચિરંજીવી સર્જનોના વિધાતાઓમાંથી ગણનામાં લઇ શકાય એવાઓમાંથી ભાગ્યે જ કોઇ આ અગમ્યવાદ – કહો, રહસ્યવાદ – થી સંપૂર્ણ-પણે બચી જવા પામેલો જણાય છે. મહાન સેનાનાયકોમાં પણ નેપોલિયન જેવામાં આપણને તેની અસર જણાય છે.

ભૌતિકશાસ્ત્રોમાં પુષ્કળ શોધખોળ થતાં અગમ્યવાદ નામ-શેષ થઇ જશે એમ જે મનાતું તે આશા કે ભવિષ્યવાણી ખરી પડી નથી. એટલું જ નહિ પરંતુ ખુદ ભૌતિકશાસ્ત્રના માનીતા ક્ષેત્ર પ્રયોગોમાં, "ગૂઢ" અને "અગમ્ય"– અને તેથી ભૌતિકશાસ્ત્રે હાથ પણ લગાડવાને નાલાયક – ગણાતી ઘણી ઘટનાઓએ છેલ્લાં ૫૦ વર્ષમાં ઠીકઠીક પગપેસારો કર્યો છે. ભૌતિકશાસ્ત્રીઓમાં પણ આપણા પ્રાચીનપ્રિય પંડિતો અને શાસ્ત્રીઓ જેવા રૂઢિરક્ષકો નથી એમ નહિ. પરંતુ તેમના વિરોધ છતાં સર ઑલિવર લૉજ, સર વિલિયમ ક્રુકસ, સર આ. કોનોન ડૉઇલ, ડૉ. ઝીલે, મૉં રીશે વગેરે પ્રખ્યાત અને પ્રમાણભૂત ભૌતિકશાસ્ત્રીઓએ એ "અગમ્ય" ક્ષેત્રનો સ્વીકાર કરીને તેમાં પ્રયોગાત્મક આરંભ પણ કરી દીધેલો છે.*

*આ સંબંધમાં જુઓ સર ઑલિવર લૉજનાં પુસ્તકો Survival of man; Raymond વગેરે; તથા Proceedings

માનવની સમક્ષ જે સૃષ્ટિ વિસ્તરી રહેલી છે તેનું અને તેની અંદર આવી રહેલ માનવનું પોતાનું "અંતિમ સત્ય,–નિરપેક્ષ, વાસ્તવિક, તત્ત્વ,–છે"–એ સ્વીકૃત માન્યતા માનવની જિજ્ઞાસા પાછળ રહેલી છે એની શોધ કરતાં માનવ કદી અટકવાનો નથી. "અગમ્ય" ગણાતા વાદનો નિર્ણય એ છે કે એ અંતિમ સત્ય – પરમાત્મા, ભગવાન, બ્રહ્મ, સચ્ચિદાનંદ, અનલ-હક્ – ઈશ્વર ગમે તે હો – પરંતુ તે માનવની ઈંદ્રિયોવડે અને બુદ્ધિવડે ગ્રાહ્ય નથી. આ વિચારનો સ્વીકાર ઘણા મીમાંસકો અને તત્ત્વદષ્ટાઓએ કરેલો જણાય છે. પ્લેટોનો Idea (આઈડિયા) કેન્ટનો Trancendental – પરાત્પર, "હાંરી બેર્ગસોનું" બેન્ત્યુઈસ્યિોં ક્યાત્રીસ" "સર્જક સહજ જ્ઞાન" – યુસ્પેન્સ્કીનું "ઇન્ટયુઇટીવ કોન્સ્યસનેસ" – સહજ જ્ઞાનમય ચૈતન્ય એ સર્વેમાં વધતા ઓછા પ્રમાણમાં જુદી જુદી રીતે "અગમ નિગમ"નો ઉલ્લેખ છે એમ કહેવું અસત્ય નથી. અને કેવળ સ્થૂલ જગતને ઇન્દ્રિયોવડે જ જાણવાનો દાવો કરનાર ભૌતિકશાસ્ત્રી પણ જ્યારે સ્થૂલ પદાર્થના જ્ઞાનની છેક છેલ્લી કક્ષાએ જઇ પહોંચે છે અને "આ આવ્યું", "આ આવ્યું" કરી તેને પકડવાને ભૂસકો મારે છે ત્યાં તો તેને પણ "હાથરનાં

● of the British Psychic Research Society: સર વિલિયમ ક્રુકસનું "Psychic Research"–આર્થર કોનાન ડોઇલનાં પુસ્તકો અને છેવટ ૧૯૨૭માં છપાયલું ઇ. એસ. એડીંગ્ટનનું The nature of the Physical world" તથા જ્યુલ રોમેંનું "The Eyeless sight"

# માયાવાદ પ્રત્યે એક દૃષ્ટિબિંદુ

કોઇ પણ મીમાંસાનું મૂલ્યાંકન કરવા માટે આપણે બે દૃષ્ટિબિંદુઓ લઇ શકીએ. એક, આધ્યાત્મિક અને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ અને બીજી સામાજિક એટલે કે જીવન ને તેની ઉપયોગિતાની. કેવળ બીજા દૃષ્ટિબિંદુએ જોવા જઇએ તો કોઇ પણ મીમાંસાનું સાચું મૂલ્યાંકન થઈ શકે નહિ. અને વળી તે કરતાં પૂર્વે, જીવનને માટેની ઉપયોગિતા કઈ? એ અટપટો સવાલ પણ આપણે ઉકેલવો પડે. આપણે માયાવાદ વિષે એ બન્ને દૃષ્ટિબિંદુઓવડે ચર્ચા કરીશું.

*　　　　*　　　　*

બીજી આર્ય મીમાંસાઓ પેઠે ઉત્તરમીમાંસા અર્થાત વેદાંતની અને માયાવાદની પાછળ પણ આધ્યાત્મિક અનુભૂતિઓનો પાયો આવી રહ્યો છે. શાંકરવેદાંતે હિંદને સાક્ષાત્કારોનો જે કીમતી વારસો આપ્યો છે તેને અવગણી શકાય તેમ નથી. માનવનું તથા વિશ્વનું બિનંગત અને તટસ્થ દર્શન

માયાવાદ કરાવે છે. અત્યારે ભલે માનવને આત્મા દ્વૈતના અજ્ઞાનમાં, કામનાઓની ગુલામીમાં તથા દુઃખના ગર્તમાં પડ્યો હોય પરંતુ મૂળ સ્વરૂપે આત્મા મુક્ત છે એ મહાન સત્ય વેદાંતે હિંમતભેર પોકાર્યું છે. માયાવાદ માનવને 'આત્મા' તરીકે જ જુએ છે અને 'આત્મા' શુદ્ધ, મુક્ત અને દિવ્ય છે એવું માને છે. આમ માનવની દિવ્યતા સ્વીકારી બીજી બાજુથી ઐહિક મહત્તાને, ધન, સત્તા, ભોગ વગેરે સર્વને માયાવાદ ક્ષુદ્ર બનાવી મૂકે છે, તુચ્છ ગણે છે. બ્રહ્મ-સ્વરૂપ માનવઆત્મા બ્રહ્માંડથી યે મહત્તર છે, વિશાળ છે. જગતનાં ક્ષણિક ઐશ્વર્ય અને સમૃદ્ધિઓ કરતાં આત્માની આધ્યાત્મિક સમૃદ્ધિ અનંતગુણ વધારે છે, ચડિયાતી છે.

આવાં વિધાનો કરીને માયાવાદ માનવને એ બોધ આપે છે કે જીવનની માયામાં પરસ્પર ઝઘડતા દ્વંદ્વોમાં આત્માની તટસ્થતા નિષ્ક્રિયતા અને સમતા જાળવવી જોઇએ. કોઇ પણ પ્રકારની સાચી આધ્યાત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવા માટે શાંતિનો પાયો સ્થાપન કરવાની પ્રથમ જરૂર છે એવું વેદાંત આપણા મન પર ઠસાવે છે. સ્વાર્થ, અહંતા અને ભેદભાવમાં સબડતી દુનિયાને બૌદ્ધમતની પેઠે, વેદાંત પણ જીવન માત્રની એકતા, સર્વ ચેતનની સમાનતા પોકારીને કહે છે. ત્યાગભાવ એ વેદાંતનું એક અગત્યનું અંગ છે, કારણકે ક્ષણિક, નાશવંત નામરૂપાત્મક જગતનો ત્યાગ કરવામાં આવે તો જ એક શાશ્વત, અનંત બ્રહ્મની પ્રાપ્તિ થઇ શકે. માનવ જેને 'મહાન' અને 'લઘુ' માને છે તે સઘળું સર્વને પોતાનામાં સમાવી દેનાર અદ્વૈતમાં લય પામી જાય છે. માયાવાદ

માનવની દૃષ્ટિને અનંતની ઉપર ઠેરવે છે, અને સમસ્ત વ્યાવહારિક જીવનને એ દર્શનવડે નિયત કરે છે.

પરંતુ ઉપર જે લાભો ગણાવ્યા તેના સામા પલ્લામાં સમાજ અને રાષ્ટ્રની દૃષ્ટિએ કેટલાક ગેરલાભો પણ આપણે મૂકવા પડે છે. સંન્યાસી એટલે સંમાનિત અસ્પૃશ્ય. સંન્યાસી તો સમાજથી પર, સમાજનાં ધોરણોથીએ પર એટલે એનું વર્તન દુનિયાદારીના માણસને આદર્શ પૂરો પાડી જ ન શકે! સંન્યાસી – આદર્શ સંન્યાસી – તો ભૂતમાત્રની એકતા પોકારીને ઉપદેશે અને તેને વર્તનમાં મૂકે. અને છતાં, સમાજના વર્ગોની ચઢતી-ઊતરતી યોજનામાં એકબીજાનો સમાસ કરવાની યા તો જીવનની જરૂર પ્રમાણે સમાજનાં બંધારણમાં ફેરફારો કરવા જેટલી પ્રાણશક્તિ પણ આપણા સમાજમાં ન રહી. માયાવાદ બુદ્ધિશાળી જનમંડળમાં પ્રધાન થયો અને પરિણામે જીવનનાં વિધવિધ ક્ષેત્રોમાંથી કેટલીક ઉત્તમોત્તમ વ્યક્તિઓ દૂર થવા લાગી. એમ થતાં જીવનનાં ક્ષેત્રોમાં યોગ્ય નેતાઓની ખામી તથા પ્રાણની દરિદ્રતા દેખાવા લાગી. અનંતનો સાદ આપણા સમાજની બળવાન વ્યક્તિઓને સામર્થ્યપૂર્વક આકર્ષતો હતો.

આવું હોવા છતાં સંસારત્યાગી, અનંતના માશુક, સંન્યાસીના જીવનમાં પણ તેના વાદ અને વ્યવહાર – મીમાંસા અને જીવન – વચ્ચે ભેદ તો રહેતો. કારણકે જ્યાંસુધી જીવન છે ત્યાંસુધી કર્મ કર્યા વિના રહેવું એ તો સંભવિત પણ નથી. વેદાંતીઓના જીવનમાં એ ભેદ ધીમે ધીમે એટલો તો વધતો ગયો કે 'વેદાંતી' એ શબ્દ વિચાર અને વર્તન

વચ્ચેનો ભેદ દર્શાવવા માટે મશ્કરી તરીકે વપરાવા લાગ્યો!

'વેદાંતી'– ચાવવાના જુદા અને બતાવવાના દાંત જુદા – એ વ્યવહારુ અપભ્રષ્ટ સ્વરૂપ આજે પણ એ વિરોધ જાળવી રહેલ છે. આખી યે માયાવાદની મીમાંસાના આદ્યદૃષ્ટા શ્રીશંકરાચાર્ય જેવા પણ અમર થઈ ગયેલ ભાષ્યો લખીને અને મુસાફરીનાં સાધનો છેક પ્રાથમિક દશામાં હતાં તેવા યુગમાં બે વાર સમસ્ત હિંદનું પર્યટન કરીને જગતનું તથા કર્મનું મિથ્યાત્વ સમજાવવાની પ્રવૃત્તિમાં પડ્યા હતા.

વળી, જગતના મિથ્યાત્વનો સ્વીકાર કેવળ સંન્યાસીઓમાં જ પ્રચલિત હતો એવું નથી. સામાન્ય માનવોમાં ઘણાખરા તો એની અટપટી કોટિઓ સમજ્યા વગર જ તેને ઊંચામાં ઊંચી અને સમગ્રપણે સાચી મીમાંસા તરીકે સ્વીકારી લેતા. એવા લોકો જીવનવિગ્રહમાંથી અને પોતાનાં દુ:ખોમાંથી છૂટવાના ઉપાય તરીકે પણ માયાવાદનો આશ્રય લેતા. દેશમાં પર્યટન કરતા સંન્યાસીઓના સંસર્ગથી એ વાદનો સારો પ્રચાર હિંદમાં થયો લાગે છે. લોકોનો મોટો ભાગ તો એમ સ્વીકારીજ લેતો કે માયાવાદ એ હિંદુ ધર્મનો સાર છે. સમાજમાં આખુંય જીવન ગાળવાને સરજાયલા એ લોકો જીવનનો ત્યાગ તો કરી શકતા નહિ. ફરજિયાત જીવનમાં રહી તેઓ તેને 'મિથ્યા' તરીકે નિંદતા, પોતે અજ્ઞાનના કૂવામાં પડેલા જંતુઓ છે એમ જાતને મનાવી આત્મઘૃણા – આત્મશ્લાઘા જેટલી જ નુકસાનકારક વૃત્તિ – કેળવતા. સનાતન, અનંત બ્રહ્મની શોધ કરવામાં મળતો આધ્યાત્મિક આનંદ તો તેઓ મેળવી શકે તેમ ન હતું. જ્યારે બીજી

બાજુએ જીવનનો ઉલ્લાસ, આનંદ, વિલાસ કે ભોગ પણ તેઓ છૂટે દિલે માણી શકતા નહિ. આમ થવાનું પરિણામ એ આવ્યું કે ભૌતિક દષ્ટિએ જેને 'પ્રગતિ" શોધક વૃત્તિ,' 'સાહસ' વગેરે કરવામાં આવે છે તેને પ્રેરનારી પ્રાણશક્તિ ઓછી થવા લાગી : જીવનવિગ્રહમાં સામનો કરવાની શક્તિ કુંઠિત થવા લાગી. મહાન વિજયયાત્રાઓ અને વિશાળ સામ્રાજ્યો ઓછાં ને ઓછાં થતાં ચાલ્યાં.

આ દલીલની સામે એમ કહી શકાય કે બૌદ્ધધર્મની પડતી ઇમારતનાં અનિષ્ટોમાંથી શંકરાચાર્યે એકલે હાથે હિંદુસમાજને બચાવી. શંકરાચાર્યે હિંદની પ્રજાના હૃદયને વેદ, ઉપનિષદ અને ગીતા પ્રત્યે ફરીને વફાદાર બનવા અને એ જ્ઞાનભંડારોનું પુનર્શોધન કરવા પ્રેરણા આપી. પરંતુ શંકરાચાર્યે તથા શંકરમતે એક વાર સેવા બજાવી એનો અર્થ એવો તો ન જ થાય કે મીમાંસાના ક્ષેત્રમાં હિંદી પ્રજાનો સનાતનકાળ માટેનો છેવટનો બોલ એમાં સમાઇ જાય છે. વહેતાં પાણીની પેઠે જીવતી પ્રજાઓ પોતાનાં દર્શનોમાં પણ સાતત્ય સાચવી પ્રગતિ સાધતી જ રહે છે. જીવતી પ્રજાઓ પોતાનાં માનસિક દષ્ટિબિંદુઓ અને સામાજિક આચારોને જરૂર પ્રમાણે બદલતી હોય છે. સમસ્ત આર્ય સંસ્કૃતિની પુનર્ઘટના કરવાનો સમય કયારનો યે ભરાઇ ગયો છે. અત્યારે આપણે એ પુનર્ઘટના કરવાની છે અને તેમ કરતાં આપણે ભૂતકાળ પ્રત્યે પીઠ નહિ ફેરવીએ તથા વર્તમાનની અપૂર્ણતાઓનો મૂગે મોંઢે સ્વીકાર પણ નહિ કરીએ. પરંતુ ભાવિ આદર્શ પ્રત્યે આપણી દષ્ટિ રાખીને કાર્ય કરીશું.

* * *

માયાવાદની માન્યતાઓ સંક્ષેપમાં વિચારીએ :

'**ब्रह्म सत्यं जगन्मिथ्या, जीवो ब्रह्मैव ना परः**'—'કેવળ બ્રહ્મ સત્ય છે, જગત મિથ્યા છે, જીવ એજ બ્રહ્મ સ્વરૂપ છે'—આ સૂત્રોને વેદાંતના સાર તરીકે સામાન્ય માણસો ગણે છે—અને યથાર્થ રીતે ગણે છે. માયાવાદનો સાર બીજી રીતે દર્શાવીએ તો આ પ્રમાણે પણ મૂકાય : 'સર્વ અંતિમ એકસ્વરૂપ છે,' યા તો સઘળું એકમાં આવી રહ્યું છે. **एक-मेवाद्वितीयं** વિના બીજું કાંઇ છેજ નહિ.

સઘળી મીમાંસાઓનો—ખાસ કરીને વેદાંતદર્શનોનો પાયો ઉપનિષદો મનાય છે. વેદાંતમાં સ્વીકારાયલાં ઘણાં સત્યો ઉપનિષદોમાં પ્રથમ રજૂ થયેલાં જણાય છે. પરંતુ ઉપનિષદો બુદ્ધિના તર્કને પરિણામે રચાયાં નથી. ઉપનિષદોમાં જે સત્યો રજૂ થયેલાં છે તે સહજજ્ઞાનદંડ તથા સાધનાને પરિણામે પ્રાપ્ત થયેલ અનુભૂતિવડે પ્રાપ્ત થયેલાં છે. ઉપનિષદોનું દર્શન અંતે નાના મનસાતીત પ્રદેશોનું દર્શન છે : એમાં પ્રેરણાની અને જ્ઞાનની વિદ્યુતની જ્યોતિ આપણને સ્પષ્ટ જણાય છે. ઉપનિષદો દલીલો કરીને આપણા મનની ખાતરી કરતાં નથી, તેઓ કોઇ માનસિક આદર્શ આપણી આગળ રજૂ કરતાં નથી. સ્વાનુભવની સપ્રમાણતાની છાપ એના શબ્દેશબ્દમાં આપણને લાગે છે. ઉપનિષદો તો ગુરુગમ્ય જ ગણાય છે કેમકે એની જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ સાધના અને સાક્ષાત્કારનો છે. ઉપનિષદોમાં કવિની ક્રાંત દૃષ્ટિ છે અને એવા દર્શનની તાજગી છે : એમાં સ્વાનુભવની સુવાસ બેહદ છે. જ્યારે ઉપનિષદોને આધારે રચાયલા વેદાંતદર્શનમાં

બુદ્ધિ અને તર્ક મુખ્ય સ્થાન લે છે. પ્રમાણભૂત વેદાંત-ભાષ્યકારોમાં આપણને સમર્થ તર્કશક્તિનો પ્રયોગ દેખાય છે. કેટલીક આપણી અનિચ્છાએ પણ આપણને પોતાના પ્રવાહમાં ઘસડી જાય એવી દલીલની અને વક્તૃત્વની છટા, તથા દલીલોની કોટિઓની સૂક્ષ્મતા આપણે જોઇએ છીએ. ઉપનિષદો વધારે સમદર્શી, વ્યાપક અને વિશાળ છે; વેદાંત-દર્શન પૃથક્કરણવૃત્તિવાળું, અને એકકેન્દ્રિત છે.

* * *

એક કાળે હિંદમાં શંકરના માયાવાદને ઉપનિષદના સપ્રમાણ ભાષ્ય તરીકે સ્વીકારવામાં આવ્યો હતો. વળી શાંકર વેદાંતનું યથાર્થ મૂલ્યાંકન કરવા માટે આપણે એ પણ યાદ રાખવું જોઇએ કે તર્કવાદ ઉપર અતિશય ઝોક મૂકનાર બૌદ્ધમત એની પૂર્વે હિંદમાં પ્રચલિત હતો. અવૈદિક બૌદ્ધોને શંકરાચાર્યે તેમના જ શસ્ત્ર—બુદ્ધિ—વડે જ જીતવાના હતા, બૌદ્ધમતના પરાભવ પછી કેટલીક સદીઓ સુધી શંકરાચાર્યનો માયાવાદ આર્ય પ્રજાની વિચારસૃષ્ટિમાં આગળ પડતો રહ્યો હતો. આનો અર્થ એવો નથી થતો કે શંકરાચાર્યના વિજય-નાદથી જુદો પડતો એવો એક પણ સૂર હિંદ સમસ્તમાં ઊઠ્યો જ ન હતો. ઉદાહરણ તરીકે, વૈષ્ણવમતે કદી પણ શંકરનો માયાવાદ સ્વીકાર્યો નથી એટલું જ નહિ, પરંતુ 'બ્રહ્મ'ના સ્વરૂપનો તેનો ખ્યાલ શંકરાચાર્યથી ઘણો જ જુદો છે. મુક્તિ પ્રાપ્ત કરવાનો તેમનો માર્ગ પણ જુદો છે. શંકરમતમાં સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર પરંતુ પોતે મિથ્યા એવી માયાશક્તિનો સ્વીકાર કરવામાં આવે છે તે તાંત્રિક

મતવાળા પણ માન્ય કરતા નથી. તેઓ તો ભગવાનની આદ્યશક્તિને જ વિશ્વના અંતિમ, પરમ સત્ય તરીકે માને છે. ભગવાનનું શક્તિસ્વરૂપ જ માનવ પ્રાપ્ત કરી શકે એમ તેઓ પ્રતિપાદન કરે છે. ભગવાનનું શક્તિ સિવાયનું—તેનાથી સ્વતંત્ર—સ્વરૂપ હોય તો પણ પ્રાપ્ય નથી. આ પ્રમાણે તાંત્રિકો માયાનું સ્વરૂપ જ સમૂળગું બદલી નાખે છે. શંકરાચાર્યની માયાને જ તેઓ આદ્યમહાશક્તિમાં ફેરવી નાંખે છે એમ કહીએ તો ચાલે. મહાશક્તિ એટલે ભગવાનની સક્રિય ચેતના. મહાશક્તિની કૃપા વિના, તાંત્રિકમત પ્રમાણે, કોઇ પણ પ્રકારનો સાક્ષાત્કાર થવો શક્ય નથી.

*                    *                    *

વળી માયાવાદ તરીકે જે વેદાંત પ્રચલિત છે તેમાં અને ઉપનિષદોનાં વક્તવ્યમાં પણ ફેર છે. ઉદાહરણ તરીકે, ઇશોપનિષદ એ પ્રાચીનમાં પ્રાચીન ઉપનિષદ છે. એમાં બ્રહ્મના સ્વરૂપની પરાત્પરતા તથા બ્રહ્મનો જગતમાં જગતરૂપે આવિર્ભાવ, એ બન્નેનો સમન્વય કરવા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. અને એવા સમન્વિત જીવનને જ ઉચ્ચતમ આધ્યાત્મિક જીવન તરીકે વર્ણવ્યું છે. ईशावास्यमिदं सर्वम् 'આ સઘળું ઇશને રહેવાનું રહેઠાણ છે.' એ તેનો શરૂઆતનો મંત્ર જ બતાવે છે કે તેની દૃષ્ટિએ જગત્ 'માયા' નથી. આગળ જતાં એ જ ઉપનિષદ કહે છે संभूत्तिं च विनाशं च यस्तद्वेदोभयं सह। विनाशेन मृत्युं तीर्त्वा संभूत्यामृतमश्नुते ॥ "સંભવ અને વિનાશ—જન્મ અને મૃત્યુ—બન્નેને જે એકમાં જુએ છે તે વિનાશવડે મૃત્યુની પાર જાય છે અને

જન્મવડે અમરતાનો આનંદ ભોગવે છે." અર્થાત્ બ્રહ્મના અજ સ્વરૂપની પ્રાપ્તિવડે માનવ જન્મથી પર થાય છે એટલું જ નહિ પરંતુ મૃત્યુની પેલે પાર જાય છે. અને ભેદભાવની તથા 'અહં'ની ગુલામીમાં નથી એવા નિત્ય સ્વરૂપમાં સ્થિત થઇ જન્મનો તથા જીવનનો સ્વીકાર કરતાં - કરીને પણ અમરતાનો આનંદ માનવ ભોગવે છે.

તૈત્તિરીય ઉપનિષદમાં अन्नं ब्रह्म 'અન્ન-સ્થૂલપદાર્થતત્ત્વ - પોતે બ્રહ્મ છે' - એમ કહેવામાં આવ્યું છે. અહીં અન્નને બ્રહ્મસ્વરૂપ કહે છે - બ્રહ્મરૂપ દેખાય છે એમ કહ્યું નથી. ઉપનિષદોમાં જગતનો તથા સર્વ પદાર્થોનો ત્યાગ જ કરવાનો બોધ આપવામાં આવ્યો છે એમ પણ માની લેવાનું નથી, કારણકે મુક્ત આત્માનાં લક્ષણોમાં સર્વસ્વ ત્યાગ કરવાની શક્તિનું વર્ણન આવે છે તેટલા જ પ્રમાણમાં તેને अन्नवान् - પદાર્થની સમૃદ્ધિવાળો - 'અને अन्नादः - ભૌતિક પદાર્થનો આનંદ ભોગવનાર' પણ કહેવામાં આવ્યો છે.

શ્વેતાશ્વરમાં પ્રભુને વિષે કહેવામાં આવ્યું છે:— 'त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारी। त्वं जीर्णो दण्डेन वंचसि "-" તું પોતે સ્ત્રી છે, તું પુરુષ છે; તું જ કુમાર તથા કુમારી પણ તું જ છે; હાથમાં લાકડી લઇ તેને આધારે આવનાર વૃદ્ધ પુરુષ પણ તું જ છે."

અહીં પણ તું પુરુષરૂપે દેખાય છે એમ નથી કહ્યું. પરંતુ તું જ પુરુષ છે એમ કહેવામાં આવ્યું છે.

ઉપનિષદોમાંથી આવાં ઘણાં અવતરણો આપી શકાય.

* * *

આપણે માયાવાદને તથા અન્ય વેદાંતને 'બુદ્ધિપ્રધાન' કહીએ છીએ એનો અર્થ એવો નથી કરવાનો કે માયાવાદ કેવળ તર્કનો બુટ્ટો માત્ર છે. કેવળ બુદ્ધિની કસરતરૂપે મીમાંસાઓ ઉદ્ભવે છે ખરી, પરંતુ એવી મીમાંસાઓ ઘણુંખરું પશ્ચિમમાં થાય છે. સઘળાં આર્યદર્શનોમાં, ગમે તેટલી બુદ્ધિપ્રધાનતા તેમનામાં હોય તો પણ, અનુભૂતિની પ્રેરણા અને અનુભૂતિ પ્રત્યે ગતિ હોય છે જ. અને છતાં એવું બને કે ચેતનાને થયેલી અનુભૂતિને બુદ્ધિના બીબામાં રજૂ કરતાં તે અનુભૂતિ આપણને એકપક્ષીય કે અતિશયતા-વાળી લાગે. માયાવાદમાં પણ કેટલાક આધ્યાત્મિક સાક્ષાત્કારો બુદ્ધિના અક્કડ બીબામાં અતિશયતાપૂર્વક રજૂ થયેલા લાગે છે. જ્યારે જ્યારે બુદ્ધિનો આશ્રય લઈને મીમાંસા રચાય ત્યારે ઘણી સાવચેતી રાખવાની જરૂર છે. માનવની પરિમિત બુદ્ધિ નિરપેક્ષ, માનસાતીત બ્રહ્મને વિષે અતિ આગ્રહપૂર્વક વિધાનો કરે એ પ્રયત્ન જ હાસ્યાસ્પદ લાગે તેવો છે. અને બુદ્ધિનો આશ્રય લઈને આચાર્યોએ જુદાં જુદાં વિધાનો પ્રતિપાદિત કર્યાં છે તે તે જિજ્ઞાસુને કદી નિર્ણયાત્મક જ્ઞાન આપે એવાં હોતાં નથી. શંકરાચાર્ય અને એમની પછીના આચાર્યો, ભાષ્યકારો વગેરે તર્ક ઉપર અને દલીલો ઉપર પોતાનો મદાર બાંધે છે. માયાવાદની પોતાની દૃષ્ટિએ જોતાં પણ બુદ્ધિથી પર રહેલાં સત્યોનો અંતિમ નિર્ણય બુદ્ધિ પોતે કરી શકે નહિ એ દેખીતું છે, કારણકે નિર્ણય કરનાર માનવબુદ્ધિ પોતે માયામાં આવી રહેલ છે.

પાશ્ચાત્ય પ્રજાઓમાં કેટલાકને માયાવાદ પ્રત્યે જે

આકર્ષણ થાય છે તેનું મુખ્ય કારણ એની તર્કપ્રધાનતા છે. અને શંકરાચાર્યના માયાવાદમાં એક પ્રકારની મોહિની રહેલી છે, એ પણ નિઃસંદેહ છે. આદર્શની શોધ કરતાં માયાવાદ સ્વચ્છંદપણે ઉડ્ડયન કરે છે, પોતાનાં વિધાનો કરવામાં તે પ્રગલ્ભ છે અને એક વાર સ્વીકારેલાં મંતવ્યોનાં તર્કસિદ્ધ પરિણામો સ્વીકારવામાં એ જરા પણ બાંધછોડ કરતો નથી. એક વાર એની મૌલિક માન્યતાઓ તમે સ્વીકારો એટલે એનાં વિધાનો અને નિર્ણયો પણ તમારે સ્વીકારવાં જ પડવાનાં. જગત માત્રને જ નહિ પણ સમસ્ત બ્રહ્માંડને મિથ્યા તરીકે જોનાર માયાવાદમાં એક પ્રકારની આદર્શશાલી આકર્ષકતા રહેલી છે. માનવના આત્માને તે નિરપેક્ષ, અનંત, બ્રહ્મ તરીકે જુએ છે અને કેવળ તે બ્રહ્મ જ સત્ય છે એમ તે જાહેર કરે છે. અનંત જોડે એક થયેલો, અદ્વૈતના શિખર પર ઊભેલો, માનવઆત્મા સંતોષ પામે અને ગૌરવ અનુભવે તે સકારણ જ ગણાય.

માયાવાદ પ્રમાણે અમૂર્ત અચિન્ત્ય. અનંત બ્રહ્મ એ જ અંતિમ વાસ્તવિકતા છે. આપણે તેને 'બ્રહ્મ,' 'સચ્ચિદાનંદ,' 'પરબ્રહ્મ,' 'એક,' 'તત્' વગેરે નામો આપી શકીએ છીએ. એ અનિર્દિષ્ટ બ્રહ્મમાં ગુણનો સંભવ નથી, તે નિરપેક્ષમાં સાપેક્ષતાનો સંપૂર્ણ અભાવ છે, એમાં લક્ષણ નથી, કર્મ નથી, પ્રકૃતિ નથી, ગતિ નથી. એનું વર્ણન, તેથી, **'નેતિ નેતિ'**વડે જ આપી શકાય છે. અર્થાત્ કોઇ પણ ભાવાત્મક ગુણ યા લક્ષણવડે એનું સ્વરૂપ વર્ણવી શકાય તેમ નથી. એ અનિર્દિષ્ટ બ્રહ્મ સદા અરૂપ છે. એમાંથી

કશાનો ઉદય કે ઉત્પત્તિ થઇ શકે નહિ. આ પ્રમાણેનાં લક્ષણો-વડે બ્રહ્મ કોઈ પ્રકારની સૃષ્ટિ રચી શકે નહિ – બ્રહ્માંડે નહિ અને જીવન પણ નહિ. તો પછી પ્રશ્ન રહે છે કે 'વિશ્વ આવ્યું જ ક્યાંથી?' માયાવાદી કહેશે, 'માયામાંથી.' અર્થાત્ એ અનિર્દિષ્ટ બ્રહ્મમાં રહેલી ભ્રમ ઉત્પન્ન કરવાની સાહજિક શક્તિમાંથી. અને કોઇ પૂછે કે 'એ ભ્રમ ઉત્પન્ન કરવાની માયાશક્તિ શું છે?' તો એને ઉત્તર મળે છે: 'તે છે.' એનાથી વધારે એ માયા વિષે કશું જ કહી શકાય તેમ નથી, કારણકે તે અનિર્વચનીય છે! એ માયા 'છે' અને છતાં 'નથી,' કારણકે વાસ્તવિકતાએ તો એ છે જ નહિ, એટલે પ્રશ્ન બાકી તો રહે છે જ કે 'અનિર્દિષ્ટ નિરપેક્ષ બ્રહ્મમાં અનંત પ્રકારનાં રૂપો ધારણ કરવાની શક્તિ હોઇ શકે ખરી?' આ પ્રશ્નનો ઉત્તર માયાવાદ સીધેસીધો આપી શકતો નથી, કારણકે એ આખા પ્રશ્નને તે અભરાઇ ઉપર જ ચઢાવે છે. ટૂંકામાં અનંત બ્રહ્મ પરાત્પર છે – પ્રકૃતિથી, વિશ્વથી પર છે એવું માયાવાદ પ્રતિપાદન કરે છે ખરો, પરંતુ એ બ્રહ્મના અનંતવિધ આવિર્ભાવની સમજૂતી માયાવાદ આપી શકતો નથી.

* * *

બ્રહ્મની પરાત્પરતા અને દિક્કાળમાં તેનો આવિર્ભાવ એ એની વચ્ચે મેળ મેળવવાની જે મુશ્કેલી નડે છે તેનું કારણ માનવમનને અક્કડ, પરસ્પર વિરોધી, વિધાનો કરવાનો અને તેમને સાચાં માનવાનો જે અભ્યાસ હોય છે તેમાં રહેલું છે. માનવમનનું બંધારણ જ એવું છે કે બે પરસ્પર

વિરોધી તત્ત્વો એક જ વસ્તુમાં એકીસાથે તે કલ્પી શકતું નથી. પરંતુ જીવનમાં તથા સ્થૂલથી પર એવા ચેતનાના સ્તરોમાં માનવમને ઉત્પન્ન કરેલા એવા વિરોધોને બિલકૂલ સ્થાન નથી.

પોતાની અનંતતાનો અને એકતાનો લોપ કર્યા વિના પોતાનાં અનેક સ્વરૂપો નિર્માણ કરનાર બ્રહ્મને માનવ-મન કલ્પી શકતું નથી; ક્રમેક્રમે વિકસતી જ્ઞાનની લીલા ઉત્પન્ન કરવા માટે પોતાની જાતને દેખીતા અજ્ઞાનમાં ડૂબાડી દેનાર સર્વજ્ઞ સત્તાને માનવ સ્વીકારી શકતો નથી; દુઃખ અને શોકના પડદા પાછળ છુપાઇ રહી પોતાની જ શોધ માટે અને ગતિના અનંતવિધ છંદ માટે વાટ જોઇ રહેલ અનંત આનંદ પણ માનવને શક્ય લાગતો નથી.

* * *

આવિર્ભાવ કરવાની પ્રક્રિયા તરીકે સમુત્ક્રાંતિની રીત શા માટે ઉદ્ભવી હશે? એ પદ્ધતિનો આશ્રય લેવામાં વિરાટ – પ્રકૃતિનો કાંઇ હેતુ હોવો જોઇએ. માયાવાદની દૃષ્ટિએ જોતાં એવા કશા હેતુની કે કારણની જરૂર જ નથી કેમકે સમુત્ક્રાંતિની પ્રક્રિયા અને તેના પરિણામરૂપે ઉદ્ભવેલું જગત બન્ને મિથ્યા છે, અસત્ છે. અહીં એ પણ યાદ રાખવું જરૂરનું છે કે 'સમુત્ક્રાંતિ' શબ્દ વપરાયો છે તે ડારવીનિયન – ડારવીને સ્વીકારેલી – કેવળ ભૌતિક સમુત્ક્રાંતિના અર્થમાં જ નથી. ડારવીન એ શબ્દ વાપરે છે તે ફક્ત સ્થૂલ રૂપોનો ક્રમવિકાસ દર્શાવવા માટે. પરંતુ અહીં 'સમુત્ક્રાંતિ' શબ્દ વાપર્યો છે તેમાં ચેતનાના ક્રમવિકાસનો – એક પછી

એક પાંદડીઓ ખીલતી હોય તેમ ચેતનાના પ્રફુલ્લ વિકાસનો —અર્થ પણ રહેલો છે. અર્થાત્ આપણી દૃષ્ટિએ સમુત્ક્રાંતિ બે દિશામાં થયેલી છે: એક ચેતનાની અને બીજી સ્થૂલ શરીરયંત્રની. પ્રાચીનોને આ પ્રથમ સમુત્ક્રાંતિનું જ્ઞાન હતું અને બીજીની ઝાંખી પણ તેમને હતી. અર્વાચીનો બીજી સમુત્ક્રાંતિને વિગતવાર જાણે છે અને હવે ધીમેધીમે ચેતનાની સમુત્ક્રાંતિનો સ્વીકાર કરવાની શરૂઆત કરવા લાગ્યા છે.

હવે સમુત્ક્રાંતિની ક્રિયામાં પ્રકૃતિનો કોઈ હેતુ રહેલો છે એમ ન સ્વીકારીએ તો જડ પાર્થિવ તત્ત્વમાંથી પ્રાણનાં પ્રાથમિક સ્વરૂપો અને પ્રાણમય ચેતનામાંથી આગળ જઈને માનસિક ચેતનાનો વિકાસ એ શ્રેણીનું કારણ સમજવું મુશ્કેલ છે. અને પ્રકૃતિનો એવો હેતુ જો આપણે સ્વીકારીએ તો મનોમય ચેતનાના વિકાસ પછી કે તેની સાથે, ચેતનાની સમુત્ક્રાંતિ અટકી જવી જોઈએ એમ માનવાને આપણી પાસે કશાં કારણો કે પુરાવા નથી. ઉલટ પક્ષે, મનસાતીત એવા ચેતનાના સ્તરોની હયાતી વિષે આપણે કાંઈક જાણીએ છીએ,— અને એ જ્ઞાન અનુભવપ્રતિષ્ઠ છે. તો પછી, મનસાતીત ચેતનાનો ક્રમેક્રમે વિકાસ સધાય એ સમુત્ક્રાંતિની પ્રક્રિયાનો હેતુ ઠરે છે. સમગ્ર ઇતિહાસનું સિંહાવલોકન કરતાં એમ જણાય છે કે એ મનસાતીત ચેતનાના સ્તરોનો વિકાસ એ વિરાટની સમુત્ક્રાંતિનો હેતુ છે.

મનસાતીત ચેતનાના લોકમાં પ્રવર્તતા નિયમો મનની, પ્રાણની કે અન્નની ચેતનાના લોકમાં પ્રવર્તતા નિયમો કરતાં તદ્દન જુદા, અને કદાચ ઉલટા જ હોય એ સંભવિત છે.

આદિ પુસ્તક વેદમાં એ ઊર્ધ્વચેતનાનાં લક્ષણ વિષે — 'तत् सत्यं ॠतं बृहत्'–'તે સત્ય, સત્ય સંકલ્પ અને અનંત ચેતનામય છે,' એમ કહેવામાં આવ્યું છે.

અત્યાર સુધી સ્થિરપણે અપ્રાપ્ત એવા ચેતનાના ઊર્ધ્વ સ્તરોની પ્રાપ્તિ એ માનવપ્રગતિનો હેતુ છે. સમસ્ત વિરાટના આવિર્ભાવનો હેતુ એ મનસાતીત સત્ય ચેતનાને, તેની સત્યસંકલ્પશક્તિને તથા તેની અનંતતાને જીવનમાં વ્યક્ત કરવાનો છે. સમુત્ક્રાંતિની પ્રક્રિયાનો આશ્રય લઇને ક્રમેક્રમે આગળ વધતો આદિ દિવ્ય ચેતનાનો આ વિસર્ગ આવશ્યક છે એમ જો આપણે સ્વીકારીએ તો પછી વિરાટ સમગ્રને નિર્ગુણ, લક્ષણવિહીન, અનંત બ્રહ્મના ઉપર અધ્યારોપિત થયેલ 'માયા' તરીકે – મિથ્યા વસ્તુ તરીકે, ગણી જ શી રીતે શકીએ?

વળી માયાવાદનાં સર્વે વિધાનો અને પ્રમેયો સ્વીકારીએ તો તેની સાથે ભગવાનની સર્વજ્ઞતા અને સર્વશક્તિમાનપણું એ બન્નેને આપણે ઘટાવી શકીશું નહિ. અહીં દેહલી-દીપ-ન્યાયનો આશ્રય લઇ શકાય તેમ નથી. કાં તો ભગવાન સર્વશક્તિમાન અને સર્વજ્ઞ છે યા તો તે નથી. જો તે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે તો તેનાં જ્ઞાન અને સામર્થ્યવડે તે જગતને સર્જે છે; અને તો પછી, તેની સર્વજ્ઞ દૃષ્ટિમાં ધૂળ નાખીને મૂળમાં પેસી જનાર માયાને માટે સ્થાન નથી.

જો આપણે ભગવાનના અસ્તિત્વનો સ્વીકાર કરીએ જ તો તેના સર્વશક્તિમાનપણાનો પણ સ્વીકાર કરવો પ્રાપ્ત થાય છે. કારણકે સર્વજ્ઞતા, સર્વશક્તિમાનપણું અને સર્વ-

વ્યાપીત્વ એ ભગવાનનાં અવિયોગી વિશેષણો સર્વસ્વીકૃત છે. અને સૃષ્ટિનાં સર્જન માટે પ્રભુ જ જવાબદાર હોય તો પ્રભુનો સર્જેલ માનવ ભગવાનને એક બાજુ ઉપર મૂકીને સીધેસીધો અનંત, નિર્ગુણ, નિરપેક્ષમાં મળી જવાનો દાવો કરે એ સંભવિતતાની બહાર લાગે છે. અલબત્ત, જગતની ખટપટમાંથી સીધેસીધા અનંતમાં લય પામી જવાનો એ ખ્યાલ ઘણો આકર્ષક છે એ ખરું; પરંતુ સર્વશક્તિમાન ભગવાનની અનુજ્ઞા વિના એવો લય કેવી રીતે મળે એ સમજવું મુશ્કેલ છે. વળી ભગવાનની દિવ્ય તપઃશક્તિ તો, વિશ્વજીવનની સ્થિતિ ટકાવી રાખવા માટે, નહિ કે તેમાંથી દૂર જવા માટે, આગ્રહ કરતી હોય એમ લાગે છે.

*　　　*　　　*

માયાવાદ પ્રમાણે અવતારવાદની સમજૂતી મેળવવી લગભગ અશક્ય થઇ પડે છે, અવતારવાદનો સ્વીકાર એ હિંદુસંસ્કૃતિની એક મૌલિક માન્યતા છે. જો વિરાટ સમસ્ત માયા, અને તેથી મિથ્યા જ હોય તો ભગવાન એવા જગતમાં અવતાર જ શા માટે લે? એનાથી તો જેટલું દૂર રહેવાય તેટલું જ સારું નહિ? જો એમ માનીએ કે ભગવાન પ્રાણીઓને અજ્ઞાનમાં રાખવા માટે અવતાર લે છે તો તો સૃષ્ટિની ઉત્પત્તિ માટે જવાબદાર એવા ભગવાન પોતાનાં પ્રાણીઓને એ પ્રમાણે જાણી જોઇને અજ્ઞાનમાં સબડતાં રાખવાનો પ્રયત્ન કરે અને સૃષ્ટિના મૂળમાં જ માયારૂપી અજ્ઞાનના તત્ત્વને પ્રવેશ કરવા દઇને જ નહિ પરંતુ પછીથી સ્વયં એ પાર્થિવ જગતમાં અવતરીને માનવના અજ્ઞાનને ચિરંજીવી

કરવાનો પ્રયત્ન કરે એ તો માન્યામાં ન આવે એવું લાગે છે. જો અવતારનું પ્રયોજન અજ્ઞાનને સનાતનતા બક્ષવાનું જ હોય તો ભગવાન પોતાનાં પ્રાણીઓને છેતરવા માગે છે એટલું જ નહિ, પરંતુ તેમને હાથેપગે બાંધીને અજ્ઞાનના હાથમાં સોંપવા માગે છે એમ જ કહી શકાય.

પરંતુ વિશ્વને આપણે ક્રમેક્રમે પ્રકટતા પ્રભુના આવિર્ભાવ તરીકે ગણીએ તો ભગવાનની દિવ્ય ચેતનાનું માનવતામાં—પાર્થિવતત્ત્વમાં—અવતરણ થતું સમજી શકાય તેમ છે. પાર્થિવતત્ત્વમાં અંતર્હિત થયેલ ચેતનતત્ત્વ પ્રકૃતિની બાધાઓ પર વિજય મેળવવા માટે સમુત્ક્રાંતિના આખા ય કાલપટમાં સતત પ્રયત્ન કરી રહ્યું છે. એ સ્વોત્ક્રાંતિના પ્રયત્નોમાં જે જે વિજયો પ્રાપ્ત થયા છે તે તે ભગવાનની સહાય વિના થયા નથી. એક બાજુથી પાર્થિવતામાં પુરાયેલું ચેતનતત્ત્વ સમુત્ક્રાંતિનો આશ્રય લઇને અનંતની વધારે ને વધારે ઉચ્ચ કક્ષાઓ સર કરવા ઊર્ધ્વગતિ કરી રહ્યું છે એ જેમ સાચું છે તેમ નિત્યમુક્ત ભાગવતચેતના ઊર્ધ્વમાંથી અવતરણ કરી વધારે ને વધારે પૂર્ણ આવિર્ભાવ સાધવા માટે પાર્થિવતાના ઉપર દબાણ કરી રહેલ છે એ પણ સત્ય છે. આ બે ક્રિયાઓનું મિલનબિંદુ તે અવતાર એમ કહી શકાય. દૂર, સુદૂર કોઇ સ્વર્ગમાં નિરતિશય સુખ મળશે યા તો આ દુઃખ-કલેશમય પૃથ્વીથી દૂર કોઇ પરલોકમાં આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત થશે એવી માનવજાતિના ઉદ્ધારની જે દુરાશા કેટલાક ધર્મો આપે છે તેના કરતાં તો પાર્થિવતામાં પ્રભુનો અવતાર થવાનો આશાવાદ વધારે નગદ છે, વાસ્ત-

વિક છે. કેટલીક મીમાંસાઓ ગણિતશાસ્ત્રના કોઇ અંકની પેઠે, અનિશ્ચિત શાશ્વતિને અંતે પૂર્ણતા મળશે એવી આશા આપે છે ખરી. પરંતુ અવતારવાદ ભગવાનને માનવની સમીપ લાવે છે, ભગવાન પોતે માનવની ઉત્ક્રાંતિનો ભાર અવતારરૂપે વહે, અને પ્રકૃતિની સઘળી મુશ્કેલીઓનો સામનો જાતે કરે તથા પદ્ધતિનું રૂપાંતર સાધે એ માન્યતામાં માનવ જાતિ માટે વિશેષ આશાને સ્થાન છે એ તો નિઃશંક. આ રીતે માનવની મથામણમાં ભગવાન ભાગ લે છે. આ દૃષ્ટિએ સમુત્ક્રાંતિનું કાર્ય માનવનું છે, એટલે કે પ્રકૃતિનું છે, તેટલું જ ભગવાનનું કાર્ય બને છે, કારણકે સમુત્ક્રાંતિમાં અણીને પ્રસંગે ભગવાન પોતાની દિવ્ય શક્તિ અને જ્ઞાનવડે જ નહિ, પરંતુ પોતાની કરુણાવડે માનવને બચાવે છે, એટલે કે જ્યારે માનવને તેની પ્રકૃતિમાંથી ન ઉકલે એવી મુશ્કેલી નડે છે ત્યારે ત્યારે ભગવાન સઘળો બોજો પોતાના ઉપર લઇ લે છે. દરેકના હૃદયમાં રહેલા પ્રભુનો, પ્રાણીમાત્રના સુહૃદ્‌મિત્ર તરીકે, નેતા તરીકે ભગવાનનો જે સાક્ષાત્કાર વર્ણવાયો છે તે આ રીતે સાચો ઠરે છે. માનવજાતિના રથનો પ્રભુને 'સારથી' કહેવામાં આવે છે તે પણ આમ બેવડા અર્થમાં સાચું છે.

* * *

માયાવાદ પ્રમાણે વિશ્વ ઉત્પન્ન થયું તેનું કારણ 'અધ્યારોપ' છેઃ અંધારામાં જેમ દોરડીને માનવ સર્પ માની લે છે તેમ વિશ્વ પણ માનવમનના અધ્યારોપનું પરિણામ છે. દોરડી તે સચ્ચિદાનંદ, એક, અનંત, નિરંજન. સર્પ તે જગત અને અંધારું તે માયા. માયાની શક્તિવડે

અનંત – બ્રહ્મ – ના ઉપર માનવ જગતનો અધ્યારોપ કરે છે એમ કહેવાય છે. અર્થાત્, વાસ્તવિક રીતે જગત છે જ નહિ.

પરંતુ આ દૃષ્ટાંત બરોબર બંધબેસતું નથી. દોરડીમાં સાપ નથી એ સ્વીકારતાં પણ સાપનું અસ્તિત્વ તો આપણે કબૂલ કરવું પડે છે. એટલે કે સાપ કેવળ અસત્ – મિથ્યા – નથી. જગત પણ એ રીતે વાસ્તવિક હોવું જોઇએ. અલબત્ત, જુદી જુદી અહંતાઓ પોતપોતાનું જે જગત રચે છે તે અંતિમ દૃષ્ટિએ વાસ્તવિક નથી એ સમજી શકાય તેવું છે.

* * *

આમ 'અજ્ઞાન,' 'મોક્ષ' વગેરેના આપણા વિચારોમાં આપણે ઘણો ફેરફાર કરવો પ્રાપ્ત થાય છે. માયાવાદ પ્રમાણે તો 'અજ્ઞાન' કેવળ મિથ્યા છે, અને અસતનો સત્ તરીકે સ્વીકાર એ તેનું લક્ષણ છે. વિશ્વ જો માયા જ હોય તો જીવન સમસ્ત પણ – સમસ્ત પ્રકૃતિ પણ – અજ્ઞાનનું જ ક્ષેત્ર અને એનો તો સંપૂર્ણ ત્યાગ જ ઇષ્ટ. અજ્ઞાનના આ ખ્યાલ ઉપર મોક્ષનો ખ્યાલ બંધાય તે પણ એની સાથે બંધ બેસતો જ હોય. વિરાટ વિશ્વનો આવિર્ભાવ કરી રહેલ – માયાને ટકાવી રાખનાર – એક અદ્વૈતતત્ત્વને તેમાંથી પાછું ખેંચી લેવું તથા નિજ અનંત – નિરંજન સ્વરૂપમાં લીન થઈ જવું એનું નામ મોક્ષ. અને ખૂબી તો એ છે કે જે જગતમાંથી છૂટવાનું છે તે જગત અસ્તિત્વમાં તો નથી જ! મોક્ષને પરિણામે વ્યક્તિનો સંપૂર્ણ લય થઈ જાય છે – અહંતાનો જ નહિ, જે કોઈ પણ પ્રકારના સત્યની પ્રાપ્તિને માટે આવશ્યક છે જ, તો પછી એ પરમ અદ્વૈત, એ લય-

જન્ય આનંદ ભોગવે છે કોણ? અને અદ્વૈતની એ સ્થિતિમાં કોઇ પણ પ્રકારનો અનુભવ થવો શક્ય છે ખરો? આ પ્રશ્નો અનુત્તર રહે છે. એક વ્યક્તિ આ વિરાટ લીલામાંથી પોતાના આત્માને પાછો ખેંચી લે છે તોપણ વિશ્વલીલા તો ચાલુ રહે છે. મોક્ષ પછી પણ વ્યક્તિ શારીરિક દૃષ્ટિએ જીવંત રહે છે. એટલે વ્યક્તિનો આત્યંતિક લય થઇ જતો નથી. 'અજ્ઞાન'–'મોક્ષ' વગેરે વિચારોના અર્થ બદલવાનો સમય આવી પહોંચ્યો છે. અજ્ઞાન એટલે કેવળ અસત્ય કેવળ માયા નથી. વિશ્વમાં ભગવાનનો જે આવિર્ભાવ ક્રમે ક્રમે થઇ રહ્યો છે તે જોતાં વિકાસ પામી રહેલ સર્વજ્ઞતાએ પોતાના પર મૂકેલ મર્યાદાઓનું પરિણામ તે અજ્ઞાન એમ કહેવું પ્રાપ્ત થાય છે. સ્ખલન, અસત્યાવબોધ, અને દુઃખ એ ત્રણે અભાવાત્મક છે. પરંતુ વસ્તુતાએ ક્રમેક્રમે સમુત્ક્રાંતિ પામી રહેલ ત્રણ ભાવાત્મક તત્ત્વોનાં જ તે સ્વરૂપો છે, અને તેમનાં સૌથી નિકૃષ્ટ સ્વરૂપોમાં પણ સત્ય ચેતના, સંપૂર્ણ જ્ઞાન, સત્ય સંકલ્પ, અસ્ખલનશીલ તપઃશક્તિ, અનિર્વચનીય આનંદને તે ધારણ કરે છે. અત્યારે માનવપ્રકૃતિ અજ્ઞાનના પાશમાં છે તેમાં રહીને જ ધીમેધીમે એ શક્તિઓ વિકસાવવાની છે. અર્થાત્ અજ્ઞાન એટલે પરિમિત જ્ઞાનની લીલા, જ્ઞાનનો અત્યંતાભાવ નહિ. મુક્તિનું પણ એ જ પ્રમાણે છે. ભગવાન જોડેના પોતાના અદ્વૈતનું અજ્ઞાન તે બંધન. તે દૂર કરવું એનું નામ મુક્તિ. મુક્તિ પછી અહંતા અવશેષ રહેતી નથી પણ સાચું વ્યક્તિત્વ રહે છે. એ સાચું – દિવ્ય વ્યક્તિત્વ ભગવાન સાથે પોતાનું અદ્વૈત જાગ્રત રાખીને જગતમાં ભગવાન-

નો દિવ્ય હેતુ સાધવાનું કારણ બને છે. આ સાધર્મ્ય ગતિ મેળવવી એ સાચી મુક્તિને માટે જરૂરનું ગણાય. એવી સાધર્મ્ય ગતિ મેળવવાનો પ્રયત્ન કરતાં માનવની અત્યારની પ્રકૃતિમાં એવા તો સમૂળા ફેરફારો કરવાની ફરજ પડે કે એને આપણે 'રૂપાંતર'નું નામ આપવું જોઇએ.

*　　　　*　　　　*

જીવનનો અંતિમ ઉદ્દેશ સિદ્ધ કરવા માટે માનવે પોતાની ચેતનાનાં સમગ્ર કરણોનો સ્વીકાર કરવો જોઇએ. મનોમય ચેતનાની નીચે અને તેનાથી ગૂઢ તથા મનોમયતાથી પર–ઊર્ધ્વ–એવા ચેતનાના પ્રદેશો આવી રહેલા છે.

માનવચેતના માત્ર આરોહણ કરવા માટે ઝંખી રહી છે એ સાચું છે; પરંતુ સંપૂર્ણપણે સાચું નથી. માનવતાને દૂર ફેંકી દઇ માનવ ઊર્ધ્વચેતનામાં દોડી જવા માગે છે એમ પણ નથી. યુગોથી માનવ મથે છે તે વિરાટથી પર અનંતમાં લય પામવા માટે નહિ. પૃથ્વી ઉપર પ્રકટ થયેલ ચેતનાનો હેતુ તો મનોમયતાથી ઊર્ધ્વ લોકમાં આરોહણ કરી તે ઊર્ધ્વચેતના સહિત માનવતામાં પાછા અવતરણ કરવું અને એ દિવ્ય ચેતનાના પ્રભાવવડે એકેએક માનવ-કરણનું રૂપાંતર કરવું તે છે. અંતિમ આધ્યાત્મિક સાર્થકતામાં જીવનનો–પ્રકૃતિનો–ત્યાગ કરવાનો નથી, પરંતુ તેનું રૂપાંતર કરવાનું છે. જીવનની સાચી સાર્થકતા કામનાઓ અને અહંને સંતોષવામાં નહિ, પરંતુ રૂપાંતર પામેલાં કરણોદ્વારા જીવનમાં પ્રભુનો આવિર્ભાવ કરવામાં રહેલ છે.*

*મે, ૧૯૩૬, 'કૌમુદી'માં પ્રકટ થયેલો.

# સાહિત્યનું મૂલ્યાંકન

**પ્રાચીન** સાહિત્ય ઉત્પન્ન થયું હતું. આજે સાહિત્ય ઉત્પન્ન કરવામાં આવે છે. સમસ્ત પ્રજાનો, એટલે કે કોઇ વિશિષ્ટ સંસ્કૃતિવાળા લોકસમૂહનો, આત્મા ભાષાદ્વારા પ્રકટ થતો. કાળ જતાં તે સાહિત્ય તરીકે પ્રસિદ્ધિ પામ્યો, ભાવિ પેઢીઓને સૈકાઓ સુધી તે સાચવી રાખવા જેવો અમૂલ્ય સાંસ્કારિક વારસો છે એમ લાગ્યું. આજે વ્યક્તિ પોતાની અંગત અભિવ્યક્તિ વાંછે છે, આજે કલાસર્જનને ખાતર સાહિત્ય લખાય છે. બુદ્ધિપૂર્વક કલાવિધાન કરવા તરફ આજે વધારે ધ્યાન અપાય છે. જાતિ અને સંસ્કૃતિના આત્માની અભિવ્યક્તિ ગૌણ મનાય છે; જ્યારે લેખકનું વ્યક્તિત્વ, તેની વિચારસરણી, મીમાંસા, માન્યતાઓ વગેરે પ્રકટ કરવાં એ મુખ્ય હેતુ મનાય છે, અલબત્ત, એવી મીમાંસા મારફત અને એ વ્યક્તિત્વ મારફત પણ આખરે તો આ જમાનાની સંસ્કૃતિ અને આજના સમાજની સ્થિતિ પ્રકટ થાય છે.

છતાં કલાવિધાયકનો હેતુ વધારે અંગત હોય છે. આજે પ્રચાર, કલાસર્જન, વાસ્તવિકતા, વ્યક્તિ–વૈચિત્ર્ય વગેરે તત્ત્વો વધારે આગળ પડતાં જણાય છે.

આ રીતે આજનો જમાનો સાહિત્યસર્જનની પ્રવૃત્તિ વિષે જાગ્રત છે તે એક રીતે સારું છે. એવા આત્મભાનથી કૃત્રિમ પ્રયત્નો અને પરિણામે નિષ્ફળ અને નિરર્થક સર્જનો થશે એ ખરું પરંતુ જાગ્રત, સત્ય અને વિવેકી વાચકવર્ગ એવા નિર્બળ પ્રયોગોને અને નિષ્ફળ કૃતિઓને બીજાવસ્થામાં જ અટકાવી દઈ શકશે. આ કામમાં નિષ્પક્ષપાત સમાલોચના અને શાસ્ત્રીય વિવેચના પણ ઉપયોગી સહાય કરી શકે.

આવું કડક આત્મનિરીક્ષણ અને નિરર્થકનું નિવારણ કરવાની જરૂર કેટલાક જમાનાઓમાં ખાસકરીને વધારે હોય છે. તેમાંયે મૂલ્યપરિવર્તનના યુગોમાં તો એવી આત્મ-નિરીક્ષક વૃત્તિ ઘણી જ ઉપયોગી થઈ પડે છે. આપણો જમાનો એવાં મૂલ્યપરિવર્તનોનો યુગ છે એ વિષે બે મત નથી. ગોવર્ધનરામ પછી હમણાં જ આપણી પેઢી એવા મૂલ્યપરિવર્તનમાંથી પસાર થઇ રહી છે. પૂર્વ અને પશ્ચિમના સંસ્કારોના સંઘટ્ટનો એ જમાનો જેટલાં ક્ષેત્રોમાં અને જેટલા અર્થમાં મૂલ્યપરિવર્તનનો હતો તેના કરતાં આપણો યુગ વધારે વિશાળ અને વ્યાપક ક્ષેત્રોમાં અને અર્થોમાં મૂલ્ય-પરિવર્તનનો જમાનો છે. પ્રજાઓની રાજકીય અને આર્થિક પરિસ્થિતિ પરત્વે અનેક ફેરફારો થઇ ગયા છે તેને લઇને, તથા હિંદમાં થઇ ગએલા અને થઈ રહેલા અનેક ફેરફારોને લઇને જ નહિ પરંતુ ભૌતિકશાસ્ત્રોની શોધખોળોને પરિણામે

જગત સમસ્તની બદલાતી પરિસ્થિતિને લઈને પણ પહેલાંના જમાનામાં જે સૂચિહ્નો જ મનાતાં હતાં તેમાંથી આજે વિકટ પ્રશ્નોની પરંપરા માનવજાતિની સમક્ષ આવીને ઊભી રહેલી છે. ઉદાહરણ તરીકે ઉદ્યોગોની ખીલવણી અને વેપારનો વિકાસ ગયા જમાનામાં ઉન્નતિનાં સૂચિહ્નો હતાં. આજે ઉદ્યોગોની પેદાશ અને વેપારના વિકાસને પરિણામે દુનિયાભરમાં વિકટ કોયડાઓ ઊભા થયા છે અને ઉત્તમોત્તમ નેતાઓની શક્તિની કસોટી કરી રહ્યા છે તેમના નિરાકરણ માટે જે ઉકેલો તથા ઉકેલોની મીમાંસાઓ રજૂ થયેલી છે તેથી પણ માનવજીવનનાં સર્વ ક્ષેત્રોમાં મૂલ્યપરિવર્તનો થયા જ જાય છે. ગોવર્ધનયુગના વિચારકને પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનાં ઊંડાં તત્ત્વોની સમાલોચના કરવાનો સમય મળતો અને વૃત્તિ પણ હતી. પણ આજે પૂર્વ અને પશ્ચિમ જ નહિ પરંતુ સંસ્કૃતિ માત્રનાં મૌલિક તત્ત્વો વિષે વિચારણા થઈ રહી છે. नैको मुनिर्यस्य मतं प्रमाणम् એવી સ્થિતિ સર્વત્ર છે. પશ્ચિમમાં પણ ૫૦ વર્ષ પૂર્વે જગતના પ્રશ્નોના ઉકેલ વિષે, માનવજાતિની પ્રગતિના ઉપાયો વિષે, જે વિશ્વાસ-ભરી એકવાક્યતા હતી તે આજે રહી નથી. ભૌતિકશાસ્ત્રોની પ્રગતિની તથા વ્યાપાર-ઉદ્યોગદ્વારા આર્થિક ઉન્નતિ સાધવાની જરૂર, પ્રજાકીય બંધારણીય સ્વતંત્રતા, પ્રજાસત્તાક રાજ્ય-વ્યવસ્થા, નિયમિતતા, શિસ્તપાલન, વ્યવસ્થા, સંઘશક્તિનો વિકાસ, સહકાર અને તેનાં પરિણામો, જીવનમાં નગદ લાભ આપનારા ચારિત્રગુણો વગેરે પશ્ચિમે સાધેલી પ્રગતિની પેદાશ મનાતી. માનવજાતિની ઉન્નતિ માટે એ સઘળાની જરૂર

સ્વીકારવામાં યુરોપની પ્રગતિશીલ પ્રજાઓની એકવાક્યતા હતી.

છેલ્લા મહાયુદ્ધ પછી પ્રગતિની ધ્વજા ધારણ કરવાનું યુરોપનું વર્ચસ્વ પરવાર્યું છે. થોડી પ્રજાઓએ સાધેલી પ્રગતિ જ્યારે ઘણી પ્રજાઓએ સાધી ત્યારે એ પ્રગતિનું મૂલ્યાંકન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. એ પ્રસંગ તે છેલ્લી યાદવાસ્થાળી ( Great War ).

પ્રગતિની વ્યાખ્યા કરવામાં યુરોપની પ્રજાઓ ભલે ભ્રમમાં પડેલી હોય પરંતુ તેઓ જીવંત છે, લોહીઆળ છે, જાગ્રત છે એટલે એ વિષે તો બે મત સંભવતા નથી. એટલે છેલ્લી યાદવાસ્થળી પછી તુરત જ તેમણે જીવનનાં ક્ષેત્રોમાં મૂલ્યપરિવર્તનો સાધવા પ્રયત્નો કર્યા જ કર્યા છે. પરિણામે ભૌતિકશાસ્ત્રોની માન્યતાઓને જ અંતિમ જ્ઞાન તરીકે સ્વીકારનારો એક વર્ગ ઉત્પન્ન થયો છે. બીજો ભૌતિકશાસ્ત્રોની શોધનાં પરિણામો સ્વીકારનાર જડવાદી સમાજવાદમાં માનનારાઓનો વર્ગ છે. તો ત્રીજી તરફ રાષ્ટ્રિયચેતનાની અતિશયોક્તિ ભરેલી અગત્ય સ્વીકારનાર, તેની જ ભક્તિ કરનાર, અને તેને ખાતર વ્યક્તિસ્વાતંત્ર્યનો અને માનવજાતિના હિતનો પણ, જરૂર પડે તો, ભોગ આપનાર વિચારસરણી પ્રચારમાં આવી છે.

આવી પરિસ્થિતિમાં સાહિત્યના ક્ષેત્રમાં પણ મૂલ્યપરિવર્તનો થાય એ સ્વાભાવિક છે. સમાજવાદ સાહિત્યને સામાજિક દૃષ્ટિએ જ જોઈ શકે છે. અને સમાજને પણ મુખ્યત્વે આર્થિક દૃષ્ટિએ જ નિહાળી શકે છે. પ્રથમ તો સમાજવાદને મન સાહિત્ય તેના મતના પ્રચારનું સાધન

હતું. પરંતુ એ વાદનો અમલ કરનાર રશિયાએ થોડા જ વખતમાં જોયું કે પ્રચારિયા સાહિત્યમાં અને સાચા સાહિત્યમાં ફેર છે. અને રશિયાના નેતાઓએ પોતાની ભૂલ છોડી તુરત જ સુધારો કર્યો એ તેમને જશ આપે એવી હકીકત છે.

અનર્થ માત્રનું મૂળ મૂડી એવું માનનાર સમાજવાદ મૂડીવાદને પોષક – એટલે કે તેની પૂર્વેના સઘળા – સાહિત્યનો તિરસ્કાર કરવા લગ્યો. છતાં અનુભવને અંતે તેને પોતાને જણાવા લાગ્યું છે કે માનવીઓ સર્વ પ્રકારે સમાન થઈ શકે તેમ નથી. અને જે આર્થિક સમાનતા તે સ્થાપવા માગે છે તે સ્થપાયા છતાં પહેલાં જેને બુદ્ધિશાળી વિશિષ્ટ વર્ગ (Aristocracy of Talent) કહેવામાં આવતો તે રહે છે અને રહેશે. છતાં આજે આપણા સાહિત્યમાં જાણ્યે-અજાણ્યે સમાજવાદ નહિ તો સમાજવાદનો દૃષ્ટિકોણ પ્રવેશ્યો છે અને પ્રવેશતો જાય છે. એનો પ્રવેશ એ પણ ઉપર જણાવેલા મૂલ્યપરિવર્તનનું એક સાધન અને ચિહ્ન છે; એને લઇને સર્જકના વિષયોના ક્ષેત્રમાં, તેની પસંદગીનાં રૂપોમાં ઘણો વધારો થયો છે. એ એક મોટો લાભ આપણા સાહિત્યને થાય છે.

પરંતુ મૂલ્યપરિવર્તનનો જમાનો જ સર્જકો અને વિવેચકો માટે સાવચેત રહેવાનો જમાનો છે. તાત્કાલિક પ્રત્યક્ષ પરિણામો લાવવા ઉપર વધારે પડતો ઝોક, પ્રચલિત પ્રવૃત્તિ-પ્રવાહમાં ઘસડાઈ જવાનો સંભવ, અનુકરણ કરવાથી અસલની પ્રેરણા મળશે યા તો અસલની પ્રેરણાનાં પરિણામો સધાઇ જશે એવી ખોટી આશા કે ધારણા, પ્રચારસાહિત્યનો વિવેક વગર ઉપયોગ વગેરે અનેક સ્ખલનસ્થાનો એમાં રહેલાં છે.

'સત્યં, શિવં, સુંદરમ્‌ની પ્રાપ્તિ એ ગઈ પેઢીમાં માનવ-જીવનના અંતિમ ધ્યેય તરીકે મનાતી. દત્તાત્રેયની મૂર્તિ પેઠે આ ત્રિમૂર્તિ પણ અવિભાજ્ય છે. કોઈકને ભલે, આજના લેખકો પેઠે, શિવના બીભત્સ લાગતા સ્વરૂપ પ્રત્યે આકર્ષણ થાય અને ત્રણ મુખમાંથી એને જ તેઓ ત્રિપુંડ ભલે કરે. યા તો સુંદરમ્‌ના ઉપાસકો તેના અલંકારોની કિંમત આંકી તેની ઉપયોગિતાથી મનમાં ભલે આનંદ પામે. આપણા જમાના સામે આટલું કરે ત્યાં સુધી ફરિયાદ નથી. જ્યારે ત્રિમૂર્તિમાંથી એકને કાપીને જુદી પાડવાનો પ્રયત્ન થતો આજકાલ જોવામાં આવે છે ત્યારે આપણને લાગે છે કે ત્રણેને અત્યાચાર થઈ રહ્યો છે અને ત્રણેનું જીવન જોખમમાં છે. ભિક્ષાનટેશના સ્વરૂપની કપરી વાસ્તવિકતાનું યથાર્થ દર્શન થાય છે ત્યારે ત્યારે સુંદરતા અને સત્ય બન્નેનાં દર્શન પણ થાય છે. સાચો સાહિત્યસર્જક ત્રણેમાંથી એકની પણ ઉપાસના કે દર્શન કરતાં ત્રણેનાં દર્શનનું પુણ્ય પામે જ છે.

એટલે જ સત્યના અનુશીલનનો આગ્રહ રાખનારને જ્યારે છાતી ઠોકીને કહેવામાં આવે છે—" સત્ય!—સત્ય તો દીવા જેવું પ્રકટ છે ને!—સત્ય—નગદ, અને તમે માગતા હો તો, નગ્ન સત્ય શું તમે જોઈ શકતા નથી? સમાજવાદ નહિ તો સત્ય શું છે?"—કોઈ વાર 'મૂડી એટલે શું?' 'મૂડીવાદી કે મૂડીવાળો કોણ?' એ પ્રશ્નોનો વિચાર સરખો કર્યા વિના 'આખી સમાજરચનાનો અંત લાવો' એવો પોકાર પણ કરવામાં આવે છે, પરંતુ માનવ માની લે, કદાચ પોતે સમજી પણ જાય, સહેલાઈથી સ્વીકારી લે તથા

આગ્રહપૂર્વક પોકારે તે જ 'સત્ય' ઠરતું નથી. સત્ય તો અનંત પાસાનો હીરો છે. એટલે સમાજવાદમાં અને તેના આગ્રહમાં રહેલ સત્ય સ્વીકારતાં પણ સત્ય બાકી રહે છે.

જ્યારે સત્યના અંતિમ સ્વરૂપનો વિચાર કરીએ છીએ ત્યારે કવિઓને સાહિત્યમાં ઉચ્ચ સ્થાન શા માટે મળે છે તે સમજાય છે. કવિઓ સત્યના 'દ્રષ્ટા' ગણાય છે. દ્રષ્ટા એટલે બુદ્ધિથી પર રહેલ સત્યને પણ પોતાની દૃષ્ટિથી જોનાર. વિવાદ કે આંકડાબાજી સત્યને પૂરવાર કરવાની ગૌણ પદ્ધતિઓ છે. સાચી રીત પ્રત્યક્ષ જ્ઞાનની છે–દર્શન કરીને જાણવાની છે. એક વાર મુંબાઇ જોનારને મુંબાઈ છે જ નહિ તેના હજારો પુરાવાઓ આપવામાં આવે છતાં તેના જ્ઞાન પરથી તેની શ્રદ્ધા ડગાવી શકાતી નથી તેમ દર્શનવડે પ્રાપ્ત કરેલ સત્ય ચિરંજીવી હોય છે, દૃઢપ્રતિષ્ઠ હોય છે. આંતરદૃષ્ટિવડે સત્યનું દર્શન વાઙ્મય દેહનાં સંવાદિ અને સુંદર સ્વરૂપોમાં પ્રેરણાપ્રેરિત વાણીમાં રજૂ કરનાર કવિ યથાર્થ રીતે ઉચ્ચ સ્થાનનો અધિકારી છે.

આવા મૂલ્યપરિવર્તનના જમાનામાં આપણને જીવનમાં મૌલિક સત્યોની ખોજ કરનાર યાત્રાળુઓની, સત્યને પ્રત્યક્ષ કરવા ખાતર સહૃદય પ્રયત્નો કરનાર ભગીરથોની, અંતરાત્માની કેટલીએ રામાયણો અને ઓડીસીઓમાંથી પસાર થનાર યાત્રીઓની જરૂર છે. સાહિત્ય જેમ સમકાલીન પેઢીનો પરિપાક હોય છે તેમ સમકાલીન સમાજની જરૂરિયાતોને તે પૂરી પાડે એ પણ સંભવિત છે અને ઇષ્ટ છે. પરંતુ તેમાં પણ માનવજીવનના જેટલાં સનાતન તત્ત્વોને, સનાતન

પ્રશ્નોને અને આત્માનાં ઊંડાં મંથનોને જેટલી સચ્ચાઇપૂર્વક, જેટલે પ્રમાણિકપણે અને સૌંદર્યના નિત્ય નવીન સ્વરૂપોમાં જેટલી સચોટરીતે, રજૂ કરી શકે તેટલે અંશે તે સાચું અને ચિરંજીવી સાહિત્ય બને છે.

આનો અર્થ એવો નથી કરવાનો કે સમકાલિન પ્રશ્નોથી અને જીવનનાં મંથનોથી પર – નિર્લેપ – રહીને જ ઉત્તમોત્તમ સાહિત્યસર્જન થઈ શકે. જીવનના મંથનમાંથી જ સાહિત્યનાં રત્નો સાંપડ્યાં છે; પછી ભલે તે મંથનો સમાજના કે પ્રજાના બાહ્યજીવનથી નિર્લેપ દેખાતા જીવનમાં થયેલાં હોય. પરંતુ કહેવાનો આશય એ છે કે તત્કાલિન જાહેર પ્રશ્નો મારફત, તે હૃદય હલમલાવી નાંખનાર અંગત મંથનોમાંથી સર્જે કે જીવનના સનાતન, અતળ સાગરના ઊંડાણને પહોંચવાની – અને વાચકને ત્યાં લઇ જવાની – શક્તિ મેળવવી જોઇએ. સાચા સાહિત્યસર્જનની એ શરત છે. વહેતી નદી જેમ કાંઠાના લોકોની જરૂરિયાતો પૂરી પાડતી પણ પોતાના અંતિમ લક્ષ સાગરને પહોંચવાનું ચૂકતી નથી તેમ સાહિત્યની કૃતિએ પણ વર્તમાન જીવનની જરૂરને સંતોષી ચેતનાનાં ચિરંજીવી તત્ત્વો સાથે પોતાનો સંબંધ સ્થાપન કરવો જોઇએ. આજનાં સર્જનોમાં આ શક્તિનો પરિચય ઓછો થાય છે એ કડવું સત્ય આપણે સ્વીકારવું જોઇએ.

આમાં કોઈ પણ પ્રકારના વાદ ( ism )નો આગ્રહ મુદ્દલે નથી. પરંતુ જ્યારે સાહિત્યમાં ઉઘાડી આંખે સર્જન કરવાના પ્રયત્નો આજે થાય છે ત્યારે પોતાની કૃતિ કેટલે અંશે અપરિહાર્ય ( Inevitable ) છે એનો વિચાર

પ્રત્યેક સર્જકે કરવો ઘટે છે. જીવન અને સાહિત્યનો સંબંધ અવિભાજ્ય છે એમ સ્વીકારતાં પણ આજકાલના કેટલાક લેખકો માને છે તેમ વાસ્તવિક જીવનની હૂબહૂ પ્રતિકૃતિ રજૂ કરવી, યા તો જીવનનાં સડી ગયેલાં રૂપોનો અભ્યાસ કરવો, પ્રચલિત માન્યતાઓ અને ધોરણોથી મનને મુક્ત કરીને નવાં જ ધોરણો સ્થાપન કરવા પ્રયત્ન કરવો, જીવનની કડક સમાલોચના કરવી, રૂઢિના દાસત્વ ઉપર પ્રહાર કરવા વગેરેમાં ઉત્તમોત્તમ સાહિત્યનો સમાવેશ થતો નથી. અને ઉપયોગિતાની નજરે જોતાં પણ જણાય છે કે તમોગુણી, લોકસ્વીકૃત ધોરણનો વિરોધ કરવો, લેખકને પોતાને ગમતા વાદ ને ધોરણોને બાજુએ મૂકીને પ્રચાર કરવો, વ્યક્તિના સ્વચ્છંદને સકારણ ઠરાવવો, તથા જીવનના ગંદામાં ગંદા ખૂણાઓ ઉપર પ્રકાશ નાંખવો એટલેથી સાહિત્યસર્જનના ઉચ્ચમાં ઉચ્ચ હેતુઓ સધાતા નથી. ભૂતકાળને કલ્પના-બળે જ્વલંત અને જીવંત કરવાથી પણ તે કાર્ય સધાતું નથી. આવી કૃતિઓની સેવા, કે ઉપયોગિતા અભાવાત્મક છે–ઉધારિયા છે. એવા આઘાતોને પરિણામે જનસમાજનું જડ થઇ ગએલ–બહેર મારી ગએલ, માનસ જાગ્રત થવાનો સંભવ છે. પરંતુ એનો એ પ્રયોગ જીવનનો સંજીવન મંત્ર જાણનાર વધારે સફળતાથી કરી શકે છે. અને વધારે સફળતાપૂર્વક તો એ કામ તે કરી શકશે જે એ થીજી ગયેલા માનસને જાગ્રત કરવાને જરૂરી પ્રાણની ઉષ્માનો પ્રવાહ જનસમાજ પર રેલાવી શકશે, જે માનવજીવનની કોઇ ભાવિ પૂર્ણતાના આદર્શનું દર્શન કરીને આદર્શ તથા વાસ્તવ વચ્ચેના

અંતરને પોતાની સહૃદયતાના સેતુવડે દૂર કરી શકશે અને પોતાના અમૂલ્ય દર્શનને અન્ય માનવોની મિલકત બનાવી શકશે. આ માર્ગ ભાવાત્મક છે, પરંતુ દુષ્કર છે–દુર્ગંપથ છે.

માનવમાં ત્રણ શક્યતાઓ ભેગી મળે છે, તેનામાં પશુ છે, તેનામાં દેવ પણ છે. એ બન્નેનું મિલનસ્થાન માનવ છે. સત્યનો શોધક માનવ ઊર્ધ્વદર્શી છે, શિવનો ઉપાસક માનવ ઉન્નતગામી બને છે. સૌંદર્યનો પૂજક સત્યને અને શિવને પ્રાપ્ત કરે છેજ; પરંતુ વધારામાં તે સૌંદર્યના આનંદને પૃથ્વી ઉપર પ્રકટાવવા મથે છે. પરંતુ આ ત્રણે કાર્યોની સાધના કરતા માનવને તેની અંદર રહેલ પાશવતાનો પૂરેપૂરો ભાર ઊંચકીને યા તો તેને ફેંકી દઇને પોતાનું મસ્તક ઉન્નત રાખવું પડે છે. સત્યના અને શિવના ઉપાસકને પૃથ્વીની પાશવતાના ભારનું ગુરુત્વાકર્ષણ ઓછું લાગે એ સંભવિત છે. પરંતુ આનંદના રસિક સર્જકને એ અધોગામી આકર્ષણથી બહુ સંભાળવાનું હોય છે.

'આનંદપ્રાપ્તિ'–અને ઉપદેશ હોય ત્યાં પણ "कांता संमिततया"–જ એ સાહિત્યસર્જનનો ઉદ્દેશ ગણાય છે. ક્ષણે ક્ષણે નવનવીતાનાં દર્શન કરાવનાર રમણીયતાનો સાક્ષાત્કાર કરાવવો, રસાસ્વાદ કરાવવો એ સાહિત્યનો હેતુ છે. સાહિત્ય આનંદ તો આપેજ, રસાસ્વાદ કરાવેજ. પરંતુ એ તો ખરું જોતાં એ અર્થમાં કે સૌંદર્યના રથમાં આરૂઢ થઇને સત્ય વગર પ્રયત્ને પોતાની વિજયયાત્રા કરે અને વાતાવરણમાં આનંદની મઘમઘાટ મૂકી જાય. પરંતુ એ મઘમઘાટ શેની હશે? વાસનાતૃપ્તિની, સૂરાની જ કે

કામનાઓના તુચ્છ સંતોષની જ, કે માનવતાના વિરલ પ્રભાવની તેની ઉત્તમોત્તમ શક્યતાની, અને અધમાધમતામાં રહેલ કરુણતાની, તેનાં દિવ્ય બીજો એળે ગયાં તેના શોકની, જીવનના અનંતપટ પર ચાલી રહેલાં ચિત્રોની વિચિત્રતાઓની અને છતાં તેમની અંદર વણાઇ રહેલી કોઇ સનાતન વસ્તુસંકલનાની ઝાંખીની અને સમજૂતીની ?

સાહિત્યસર્જનમાં જેટલે અંશે અને જેટલી સહેલાઈથી પાશવતાના ખેંચાણથી પોતાની જાતને સર્જક મુક્ત કરી શકે છે તેટલે અંશે તે પોતે તો ઉન્નતગામી થાય છે જ પરંતુ સમસ્ત સમાજને પણ ઊંચે ચઢવામાં સહાય કરે એવા વાયુપ્રવાહો ને એવી ગતિ ઉત્પન્ન કરે છે. સાહિત્યસર્જકનો જીવન સાથેનો સંબંધ અવિભાજ્ય હોવો જોઇએ એની આવશ્યકતા આ સંબંધમાં આપણને સમજાય છે. કેમકે જીવંત સાહિત્ય એટલે માનવમનનાં કેવળ દુર્લભ સ્વપ્નાંઓ જ નહિ, યા તો શેખચલ્લીના જેવા મિથ્યા કલ્પનાના કે તરંગના વિહારો નહિ, યા તો અવાસ્તવિક વાતાવરણમાં કેવળ અશક્ય ઉડ્ડયનો નહિ, પરંતુ કોઇ દુષ્કર વિરલ સિદ્ધિ માટે મથતા આત્માની પ્રેરણા અને તેનો સાદ.

અત્યારે તો મોટે ભાગે પ્રેમના 'ત્રિકોણો,' સામાજિક રૂઢિગ્રસ્તતા ઉપર પ્રહારો, પશ્ચિમ તરફથી આવતા વાદના અનુકરણીયા પ્રચારને વાસ્તવિકતાને નામે સપ્રમાણ ઠરાવવાના પ્રયત્નો જોવામાં આવે છે, જ્યારે સાચું સાહિત્ય ઓછું લખાય છે. પાશવ પ્રાણની ક્ષુધાઓની હૂબહૂ રજૂઆત એ ઉત્તમોત્તમ સાહિત્ય એ માન્યતા સાચી નથી એ સત્ય

આપણા જમાનાએ સમજવાની જરૂર છે. વાસ્તવિકતાને નામે માનવની અશક્તિઓને અને અધમવૃત્તિઓને સ્વાભાવિક ઠરાવવી, અને સ્વાભાવિક છે તેથી સપ્રમાણ અને ઇષ્ટ છે એવું મનાવવાના પ્રયત્નો સાહિત્યના જે જમાનામાં થાય છે તે જર્જરિત અને અધોગામી ( Decadent ) જમાનાના પુરોગામી જમાનાઓ હોય છે.

સમાજવાદની પેઠે જ ભૌતિકશાસ્ત્રોની શોધોના અને જડવાદના અતિશયોક્તિ ભરેલા મૂલ્યાંકનમાંથી પણ એક પ્રકારની પૂર્ણતાનું કલ્પનારાજ્ય ( Utopia ) પ્રકટાવવાનું સ્વપ્ન પણ કેટલાક સાહિત્યસર્જકો સેવે છે. આમાં પણ તેઓ જે વાસ્તવિકતાનો આગ્રહ રાખે છે તેનું અનુસરણ જાતે કરે તો તેમની એ સ્વપ્નસૃષ્ટિ ( Utopia ) કેટલી અવાસ્તવિક છે તેનો તેમને ખ્યાલ આવ્યા વિના નહિ રહે. મનાય છે કે ઘેરેઘેર વિજળીની ઝગઝગતી બત્તીઓ થઇ જાય, ઝડપથી દોડતી મોટરો, રેડીઓ તથા વાયરલેસ તથા છેલ્લામાં છેલ્લી શોધખોળોની સગવડો સમાજની એકે એક વ્યક્તિને આપી શકાય તથા શરીરયાત્રા ટકાવવાનું કામ હાલમાં જેટલું કઠણ છે તેટલું ન હોય તો માનવને માટે સત્યયુગ આવ્યો ગણાય. આવી ભ્રમણામાં પડેલા લેખકોએ કાંઇ નહિ તો એક વાર આ બધી બાબતોમાં આગળ વધેલા પશ્ચિમના કોઈ દેશમાં, યા તો યુરોપથી પણ આગળ વધેલા અમેરિકામાં આંટો મારી આવવાની જરૂર છે. ત્યાં આજકાલની ઘણી શોધખોળો થયા પછી હયાતીમાં આવેલાં શહેરો છે. જેમાં એકએક શહેરીને આપણા સૌથી આધુનિક

ગણાતા શહેરોમાં ધનવાનને પણ ન મળી શકે એવી સગવડો આજે પણ મળી રહી છે, એટલે ભૌતિક શોધોના અને જડવાદના હિમાયતીઓનું માની લીધેલું સ્વર્ગ આજે પણ પ્રકટ થયેલું છે. એમ છતાં તે પ્રજાથી 'સુખ,' 'આનંદ,' 'પૂર્ણતા' એ બાબતમાં પછાત ગણાતી બીજી પ્રજાઓના જેટલાં જ દૂર છે. આ કડવી વાસ્તવિકતા વાસ્તવિકતાના હિમાયતીઓ એક વાર સમજી જાય તો જીવનના સનાતન પ્રશ્નોમાં અત્યારે દેખાય છે તે કરતાં અનેકગણી વધારે વાસ્તવિકતા તેમને લાગવા માંડશે. આથી ભૌતિકશાસ્ત્રોની શોધોનો કે તેને પરિણામે મળતી સગવડોનો ઇન્કાર કે અસ્વીકાર કરવો ઇષ્ટ છે એવું મુદ્દલે ફલિત થતું નથી, પરંતુ માનવજીવનના મૂલ્યાંકનમાં મૌલિક તત્ત્વો વિષે આપણે ભૂલો કરી બેસવાનો સંભવ છે તેમના પ્રત્યે ધ્યાન ખેંચવાનો ઉદ્દેશ છે.

એટલે જ્યારે મોટરો અને વીજળીના દીવા ન હતા તથા હવાઇવિમાનો પણ ઊડતાં ન હતાં ત્યારે લખાયલાં ઉપનિષદો અને ગીતા, પ્લેટો અને સોક્રેટિસના સંવાદો બાઇબલ અને ધમ્મપદ આજે પણ ચિરંજીવ સાહિત્ય છે. જગતમાં અત્યારે મળતી અનેક સગવડોની વધારે ન્યાયસર વહેંચણી કરવી એ ઇષ્ટ છે એમ સ્વીકારતાં પણ તેનાથી માનવને 'સુખી' કરી શકાશે એ માન્યતા તો ભ્રમમૂલક છે. એક પ્રખ્યાત લેખક કહે છે તેમ "આજે આપણે હજારો ઉપરચોટિયા પ્રશ્નોના ઉત્તરો આપી શકીએ તેમ છીએ જે પ્રાચીનો કદાચ આપી શકત નહિ. પરંતુ તે ઉપરથી બધી બાબતમાં વધુ જાણવાનો દાવો આપણે કરી શકીએ

તેમ નથી.” ખાસકરીને જીવનના મૌલિક પ્રશ્નો “હું કોણ છું?” “માનવજાતિ ક્યાં જઈ રહી છે?” “જીવનનો અંતિમ ઉદ્દેશ શો?” આવા મૌલિક અને સનાતન છતાં સાદા પ્રશ્નોના ઉત્તર આપવામાં આપણે કેટલા આગળ વધેલા છીએ વારુ? જગત એટલે વિદ્યુદણુઓનો ગતિમાન સમૂહ એમ કહીને આપણે સાચું આશ્વાસન કે ઉકેલ મેળવી શકીએ તેમ નથી. જીવનને અને જગતને આપણે હજી સમજવાના છે. કદાચ માનવબુદ્ધિને એ પ્રશ્નો અંતે અજ્ઞેય પણ લાગે તો આશ્ચર્ય નહિ!

આજકાલનાં જીવનનાં મંથનોનો પડઘો સાહિત્યમાં શા માટે પડે છે? અસંબદ્ધ પ્રશ્ન કરવાનો ઇરાદો નથી. જીકર એ છે કે એ મંથનો સાચાં મંથનો હોવાં જોઇએ, નિર્જીવ બખાળા કે અતિશયતાના ઉચ્ચારો નહિ. પ્રત્યેક યુગનું જીવન તેના સર્જનમાં પ્રતિબિંબિત થાય છે તેમ જડવાદની, સમાજવાદની, આર્થિક અસમાનતાની એવી એવી અનેક માન્યતાઓની પશ્ચાદ્ભૂમિ આજના જમાનાની પાછળ આવી રહી હોય એ સ્વાભાવિક છે. પરંતુ પ્રાચીન મૂલ્યો બદલાય અને નવીન મૂલ્યાંકનનાં ધોરણો સ્થપાય ત્યારે ચિરસ્થાયી મૂલ્યોને પ્રથમ સ્થાન મળે એ આપણે સૌએ ધ્યાનમાં રાખવાનું છે. જીવનની કોઈ પ્રકારની મીમાંસા પ્રત્યેક સમર્થ સાહિત્ય-સર્જનની પાછળ હોય છે. પરંતુ એ પશ્ચાદ્ભૂમિ જેટલી તલસ્પર્શી હોય, જેટલી સંગીન અનુભવ અને સહૃદય પ્રયત્નોના પાયા ઉપર રચાયલી હોય તેટલે જ અંશે તે યુગ —સાહિત્યને સાચું—સાહિત્ય બનાવી શકે છે. બાકી ઉપર

ઉપરની છીછરી સપાટી ઉપરથી જે જીવન અને જે સાહિત્ય જન્મે છે તેમાં નિરસતા, અજંપો અને દુઃખ આગળ પડતાં જણાય છે અને એમ નહિ તો, તાત્કાલિક સુખોની પાછળ, અર્થહીન વિલાસોની પાછળ, મિથ્યા ફાંફાં અને અંતે જીવનની અર્થહીનતાનો, નિઃસારતાનો સ્વીકાર આપણને મળે છે. પરિણામે જીવનમાંથી તેમ સાહિત્યમાંથી પણ હેતુ, સાર્થકતા, મહિમા અને ઉદારતાનો લોપ થાય છે. અને તેથી સત્યની, શિવની કે સુંદરતાની એકલવાયી ઉપાસના કરનાર તે તે તત્ત્વોને પામી શકતો નથી એ તો ઠીક પરંતુ જેને તે સુંદર માનીને પૂજતો હોય છે તેનું અવગુંઠન ખસેડતાં તે કેવળ અસુંદર જ નહિ, અભદ્ર જ નહિ પરંતુ માનવઆત્માનું વિકૃત સ્વરૂપ જ નીકળે છે. એવા પરિણામમાંથી આપણું સાહિત્ય બચે એવી શુભ વાંચ્છનામાં પ્રત્યેક સાહિત્ય ઉપાસક સંમત થશે એવી આશા છે.*

* મે, ૧૯૩૮ 'ઊર્મિ'માં પ્રકટ થયેલો.

# બાબુલનાથનો આદેશ

**આ**જે મુંબાઈની હિંદુ વસતી જાગરણ કરી રહી છે. આવતી કાલે શ્રાવણીપૂર્ણિમા-બળેવ અને સોમવારનો સુયોગ છે એટલું જ નહિ પરંતુ, આજે રાત્રે ત્રણ ને ચાર વચ્ચે ચંદ્રગ્રહણ થવાનું છે એટલે લોકોનાં ટોળેટોળાં રસ્તા ઉપર, સમુદ્રકિનારે, ખુલ્લી અગાસીઓ ઉપર વગેરે સ્થળે રાત્રિની ચંદ્રિકાના પટમાં જાણે અસ્પષ્ટ સ્વપ્નમય કોઈ જુદી જ સૃષ્ટિમાં વિચરતાં હોય નહિ તેવાં જણાય છે. કેળવાએલો અને આબરૂદાર ગણાતા ધંધામાં લાગેલો વર્ગ નિરાંતે નિદ્રાદેવીની આરાધના કરતો હતો. આવતી કાલે તેને 'ઑફીસ'ની બેડીમાંથી મુક્તિ મળી હતી. મજૂરો, ગરીબો તથા સામાન્ય શ્રદ્ધાળુવર્ગ તથા સ્ત્રીઓનો મોટો ભાગ જાગરણ કરી ચંદ્રગ્રહણની રાહ જોતો હતો.

ત્રણ વાગ્યા. મહાલક્ષ્મીના મંદિરની પાસે આવેલી ધર્મશાળામાં આશ્રય લેતા સાધુઓમાં કેટલાક ચલમ ફૂંકતા

હતા, કેટલાક ઉધરસ ખાતા હતા તથા કેટલાક આવતી કાલે ભિક્ષા માગવાનો કાર્યક્રમ પરસ્પર મળીને ગોઠવતા હતા. સમુદ્રના નિરસ, છતાં ગૂઢ સંગીત સિવાય ચાંદનીનું શાંત સામ્રાજ્ય મુંબાઈના આ એકાંત ભાગમાં બીજું કોઇ ભંગ કરતું ન હતું.

એવામાં એક તરુણ સંન્યાસી ધર્મશાળામાંથી બહાર આવી કુંડ પાસે ફરવા લાગ્યો. તેના અંતરમાં તરવરી રહેલી વ્યથા અને પરિણામે વ્યાપેલી અશાંતિ તેના ફરવામાં સ્પષ્ટપણે જણાઇ આવતી હતી. "સંન્યાસ લઇને છેવટે મેં શું પ્રાપ્ત કર્યું ? અંગ્રેજી કેળવણી લઇ ભૌતિકશાસ્ત્ર શીખ્યો. શોધખોળ કરી દુનિયાને લાભ આપવાના વિચારને તિલાંજલી આપી. ધંધાઉદ્યોગની ખીલવણી કરવામાં સર્વ શક્તિઓ અર્પણ કરવાના વિચારને પણ પડતો મૂક્યો ! કુટુંબ-સુખ તો મારે જોઇતું ન હતું – सर्व भूतहितेरताः– એ ગીતાના સૂત્રનું અનુચરણ કરવું હતું. મારે તો लोकसंग्रह માટે પ્રયત્ન કરવો હતો. પરંતુ, પરિણામ શું આવ્યું ? તને પ્રાપ્ત કરવાને મેં સંન્યાસ લીધો; પણ તને શા માટે ખોજતો હતો ? તને ઠપકો દેવા માટે ! વિશ્વની વ્યવસ્થા તને કરતાં આવડતી નથી તે કહેવા માટે ! દુનિયાના આર્તનાદ પ્રત્યે તું બહેરો છે તે તારું બહેરાપણું દૂર કરવા માટે !" ઝપાટાબંધ આંટા મારતો સંન્યાસી મોટેથી બોલી ઊઠ્યો. ઘડીકમાં તે એક સ્થળે ઊભો રહેતો, ઘડીકમાં તે આકાશ પ્રત્યે જોતો, ક્વચિત્ પૃથ્વી ઉપર નીચી દષ્ટિ કરતો, ક્વચિત્ સંબોધન કરી હવામાં હાથ લંબાવતો, ઘડીમાં નિશ્ચયાત્મક મુઠ્ઠીઓ વાળતો હતો.

તેની વિચારમાળા આગળ ચાલી: “ પરંતુ, આજે મને જણાય છે કે મેં કેવી ભારે ભૂલ કરી છે? સર્વભૂતનું હિત બાજુએ રહી ગયું અને હું તો મારી પોતાની ઉન્નતિ કરવાના સ્વાર્થી પ્રયત્નમાં મગ્ન થતો લાગું છું. તારી પાછળ ઘેલા થવામાં દુનિયાનાં સુખો ગુમાવ્યાં તેનો મને લેશ માત્ર સંતાપ થતો નથી; પરંતુ મેં સર્વભૂતનો આર્તનાદ પણ ન સાંભળ્યો ! અરે ! સાંભળ્યો છતાં પણ કાને આંગળીઓ દીધી. જનહિતને ખાતર જીવન સર્વસ્વ સમર્પણ કરી બેઠેલા બાલમિત્રોને મેં કેવું કઠણ કાળજુ કરીને છેલ્લી સલામ કરી છે ? તેની તને ક્યાંથી ખબર હોય ?” વ્યક્તિને સંબોધતો હોય તેમ તે શોકાતુર થઇ બોલ્યો. થોડી વાર પછી કોઇ નિશ્ચય ઉપર આવતો હોય તેમ મુઠ્ઠીવાળી બોલ્યો : “ સંસારનાં બંધનોને મેં લાત મારી છે તો શું સંન્યાસનાં બંધનોથી હું પર નહિ થઈ શકું ? હું સંસારથી સ્વતંત્ર થયો છું; હવે સંન્યાસથી પણ છૂટો થઇશ.” તેના ઉદ્‌ગારમાં વિશાદ, નિરાશા તથા છેવટનો નિશ્ચય સ્પષ્ટ જણાઇ આવતાં હતાં. તેણે આકાશ તરફ નજર કરી. ચંદ્રગ્રહણ થઇ ગયું હતું — ચંદ્રના મંડળનો અર્ધ ઉપરાંત ભાગ રાહૂની છાયાથી છવાઇ ગયો હતો.

તે સંન્યાસી મહાલક્ષ્મીના મંદિરની પાછળ સમુદ્રની સામે આવી રહેલા ચોકમાં ગયો. ત્યાં એક વૃદ્ધ સાધુને તેણે ઊભેલો જોયો. તેને આવતો જોઇ વૃદ્ધ સાધુ તેને સંબોધીને બોલ્યો: “ કયોં મહારાજ ! આપ બાબુલનાથજી કા દર્શન કરને કાં જાઈંગે ?”

"કાયકુ ?" સંન્યાસીએ તિરસ્કારપૂર્વક પ્રશ્નરુપે ઉત્તર આપ્યો.

"કલ જાના. વહાં જાનેસેં આપ કા મન કા સમાધાન હો જાયગા; શંકર ભગવાન કી કૃપા સેં સબ અચ્છા હોગા !"

તે તરુણ સંન્યાસીને તો શંકર તથા તે સાધુ બંનેને કૈંક સંભળાવવાની વૃત્તિ થઇ આવી. પરંતુ, તે વૃદ્ધ સાધુની મીઠાશભરી શાંતિનો, તેની શ્રદ્ધાયુક્ત વાણીનો પ્રભાવ, તથા તેણે પોતાના મનની વિશેષ અવસ્થા કેવી રીતે જાણી એ પ્રશ્નને લીધે થએલું આશ્ચર્ય એ બંને તેને ગૂંચવી રહ્યાં હતાં.

"શંકર ક્યા કરેગા ?" તેણે અનુત્તર અવસ્થામાંથી બહાર આવી રોષપૂર્વક પ્રશ્ન કર્યો.

"સંન્યાસી કે મુખમેં સે ઐસે નાસ્તિક બચન ? શિવ ! બીચારે સંસારીઓં કા ક્યા હાલ હોના ચાહીએ ? મહારાજ ! ભોળાનાથ ઘટઘટ કી જાનતા હૈ. ઉસકો પ્રણામ કર કે આત્મ-નિવેદન કરો; સબ ઠીક હો જાયગા." પોતે જાણે એક સામાન્ય સર્વમાન્ય સત્ય કહેતો હોય તેવી સરલતાથી અને શંકાનો છાંટો પણ ન હોય એવી નિશ્ચલ શ્રદ્ધાથી તેણે સંન્યાસીને ફરીથી અનુત્તર કરી દીધો.

થોડી વારે તેના સામે જોઇ વૃદ્ધે ફરીને પ્રશ્ન કર્યો : 'આપ કુ સંન્યાસ કીસને દીયા ?" સંન્યાસી ચમક્યો. તેને એ પ્રશ્નમાં પોતાના અધિકાર વિષેની શંકા ઉપરાંત કોઇની પાસે દીક્ષા નહિ લીધેલી તે પણ યાદ આવ્યું. તેણે વૃદ્ધ સાધુની નિર્મલતા, શ્રદ્ધા અને સહાનુભૂતિ સ્પષ્ટ જોયાં. તેણે આકાશ તરફ દૃષ્ટિ કરી ઉત્તર આપવો ઉડાવ્યો.

વૃદ્ધ સાધુએ કહ્યું: "હાં, ચંદ્રમા રાહુ સે મુક્ત હો ગયા. અબ સ્નાન કર કે બાબુલનાથજી કા દર્શન કરો." તેના અવાજમાં આજ્ઞા તથા ઓજસ્વિતા બંને હતાં. તે પાવડીઓનો અવાજ કરતો કમંડલુ લઇ સ્નાન કરવા ચાલ્યો ગયો.

× × ×

બળેવને દિવસે સવારે ચોપાટીના દરીઆ ઉપર અસંખ્ય માણુસોની મેદની જામી હતી. ઘણે દૂરથી પણ તેનો કોલાહલ સંભળાતો હતો. એ મેદની તરફ એક તરુણ સંન્યાસી પેડર રોડ તરફથી આવતો હતો. તેના મુખ ઉપર તથા વિશાલ કપાળમાં સંસાર પ્રત્યે બેપરવાઇ, તીક્ષ્ણ બુદ્ધિ, નીખાલસ હૃદય તથા ઉદાત્ત ભાવનાશીલતા જણાઈ આવતી હતી. તેના નેત્રમાં જુસ્સો હતો. વિચારમાં ને વિચારમાં તે બાબુલનાથ તરફ જવાનો રસ્તો વટાવી આગળ ચાલ્યો ગયો. અને ઇરાનીનાં રેસ્ટોરાં આગળથી ચોપાટી તરફ જવાને આગળ વળ્યો. લોકોનાં ટોળાં પણ સમુદ્રસ્નાન કરવાને એ રસ્તે જતાં હતાં. આજુબાજુના કોલાહલથી તેની વિચારમાળામાં ભંગ થયો. તેનું ધ્યાન આજુબાજુના લોક પ્રત્યે ક્વચિત્ ખેંચાતું.

"કેમ મોહનલાલ! આજે સાંજે તો સિનેમા જોવાને આવશો ને?" ટોળામાંથી એક જણે પૂછ્યું.

"ના રે ભાઈ! તમે જજો. આપણે તો 'મુંબાઇ ગુજરાતી'નો નવો જ ખેલ આજે બળેવને દિવસે પડવાનો છે તેમાં જવાનો પ્રોગ્રામ નવ દિવસથી નક્કી કર્યો છે." સામાએ બીજા ટોળામાંથી ઉત્તર આપ્યો.

જરા દૂર જતાં બીજા ટોળામાંની વાતચીત સંન્યાસીને કાને પડી: "કેમ સુંદરલાલ! દરીઆમાં નાહીને મહાદેવનાં દર્શન કરવા જવાનો કે નહિ?"

"ભાઇ! આપણને તો કૈં હોંસ નથી. પણ આજે આ બાળુએ હઠ લીધી છે એટલે એને લઇ જવો પડશે. તમે જાણો છો ને, રોજ તો સવારે સાત વાગે બા ઊઠાડે ત્યારે ઊઠે છે પણ આજે તો સવારના ચાર વાગ્યાનો ઊઠીને 'બાપા નહાવા આવો ને, બાપા દર્શન કરવા ચાલો ને' કર્યા કરે છે."

સંન્યાસી છેક સમુદ્રકિનારે આવી પહોંચ્યો. વિલ્સન કૉલેજની સામેના પથરા ઉપર ભગવાં ઉતારી, કૌપીન રાખી તે સીધો સ્નાન કરવા જતો હતો. થોડે દૂર ધનિક હોય એવી યુવતી સ્નાન કરી રહી હતી. પથરા પાસે ઊભેલા બે સારા કુટુંબના દેખાતા યુવાનો વાત કરતા હતા.

"દોસ્ત જયંતી! પેલી જોઇ કે?" તેમાંના એકે કહ્યું. "નહાઇને બાબુલનાથનાં દર્શન કરવા જવાની છે. આપણે પણ એની પાછળ જવું છે. કેમ ખરું ને?"

સંન્યાસીના મનમાં હિંદુ અબળાઓની અરક્ષિત અવસ્થા અને હિંદુ જાતિની તેના પ્રત્યે બેદરકારી જોઇ કૈં કૈં વિચારો આવ્યા. હિંદુ યુવાનો પ્રત્યે તેણે એક તીક્ષ્ણ દષ્ટિ નાખી. તેઓ તેનો અર્થ સમજ્યા. ધીમેધીમે તેઓ દૂર જતા રહ્યા. પોતાને જાણે આ બધા નજીવા બનાવો માટે જરા પણ સમય ન હોય, તથા પોતે પોતાના જ કાર્યમાં ઘણો ગૂંથાઇ ગયો હોય તેમ સંન્યાસી તુરત પોતાની જાતને સંકેલી શાંત-

મુદ્રા કરી સમુદ્રમાં સ્નાન કરવા લાગ્યો. સ્નાન કરીને કપડાં બદલી જાણે ધૂનમાં હોય તેમ તે બાબુલનાથ તરફ ચાલ્યો. દિવસ ચઢવા લાગ્યો હતો, લોકોનાં ટોળાં પણ વધતાં જતાં હતાં. રસ્તામાં રમકડાંની તથા ખાવાનું વેચનારાઓની કામ-ચલાઉ દુકાનો મંડાઇ ચૂકી હતી. તેમનો વકરો શરૂ થઇ ગયો હતો. એક વડ તળે ખૂણામાં જુગારનો પટ લઇ પાસા ખખડાવતો એક મવાલી પણ કામે લાગી ગયો હતો. તેની બાજુમાં ચાહ પાનાર ફેરીઓ કપ ખખડાવતો ઊભો હતો. ટેકરીની નીચેના મેદાનમાં ચકડોળ ચૂંચું કરી રહી હતી. ચેવડો, મમરા, ભજીઆંના થાળવાળાઓ રસ્તામાં બાજુ ઉપર બેસી ગયા હતા.

એ બધું જોતો સંન્યાસી ઉતાવળે પગે બાબુલનાથના મંદિરની કમાન આગળ આવી પહોંચ્યો. દૂરથી નોબત વાગતી સાંભળી તેને અતુલ આનંદ અને શાંતિ થતી હતી. પાસે આવતાં કમાન નીચે પીળા ચંદનથી રંગબેરંગી શરીર-વાળા મારવાડી બ્રાહ્મણોનું ટોળું મહાદેવનાં દર્શન કરવા આવનાર ઉપર હુમલો કરવાને તૈયાર હોય તેમ પૂજાની વિધ-વિધ સામગ્રી લઇને સજ્જ થઇ ઊભું હતું. ભક્તિ તથા પૂજાના વિષયને તેમની પ્રાચીન, જંગલી અને અવ્યવસ્થિત અવસ્થામાંથી મુક્ત કરી, આ ભૂદેવોએ તેને એક વ્યવસ્થિત વર્તમાન ધંધો બનાવી મૂકયો હતો. મુંબાઇમાં સર્વત્ર 'વર્ગ' પ્રમાણે 'દામ' હોય છે, તેમ ભગવાનની ભક્તિમાં પણ પૈસા પ્રમાણે પૂજા ચઢાવી યથેષ્ટ પુણ્ય તેઓ ભાવિકોને આપી રહ્યા હતા. સંન્યાસી આ દૃશ્ય જોઇને કંટાળ્યો.

તેનાથી મનમાં બોલાઇ ગયું: "અહીંઆં પણ વ્યાપાર? જ્યાં જાઓ ત્યાં બસ, 'દુકાન.' બાબુલનાથ પણ એક દુકાન! આ લોકોને બીજું કશું ભાન જ નથી જણાતું."

તે ટેકરી ઉપર ચઢવા લાગ્યો. રસ્તામાં પગથીઆંની બંને બાજુએ અશક્ય અપંગોની, સશક્ત સાધુવેષધારી ભીખારીઓની, જવાબદારીના ભાન વિનાના પિતાઓનાં નિર્દોષ સંતાનો માતાના સાચા પ્રેમથી, છતાં ગરીબાઈને લીધે કંટાળીને, પાળતી નિરાધાર સ્ત્રીઓની, ચેપી રોગથી પીડાતા દરદીઓની હાર, કીડીની હાર પેઠે છેક ઉપર સુધી જતી જોઇ! માર્ગમાં "આંધળાને આપો માબાપ!"નો આર્ત સ્વર તથા જનાર-આવનાર પ્રત્યેક પાસે ધરવામાં આવતા આતુર હાથ જોઇને સંન્યાસીને જાણે નવી જ સૃષ્ટિનું દ્વાર ઊઘડ્યું હોય તેમ લાગ્યું. તેને આખી દુનિયા એવા માનવોથી ભરેલી દેખાવા લાગી. ઘણાં તો "મહારાજ! કુછ દેતે જાઓ, ભૂખા હું" કહી તેના આશ્રમનું ભાન ભૂલી સંન્યાસી પ્રત્યે પણ હાથ લંબાવતા હતા! સંન્યાસીનું હૃદય તો અંદર ને અંદર ચચણી ઊઠ્યું. તેને પોતાની અશક્તિનું ભાન થયું. "આ બધાનો શો ગુનો હશે? લોકો ગરીબ કેમ થતા હશે? શા માટે પીડાતા હશે? આ બાળકોનો બેલી કોણ? તેમનો શો દોષ? સમાજ આ બધાં દુઃખોને માટે જવાબદાર ખરી કે નહિ? આ બધું પાપ કોને લાગવું જોઇએ? આ બધાની સંભાળ કોણ લેશે? આટલું દારિદ્ર્ય આ દેશમાં ક્યાંથી?" વગેરે અસંખ્ય પ્રશ્નો તેના મનમાં ખડા થઇને નિરાકરણ વિના જ શમી ગયા. તેનું હૈયું ભરાઇ

આવ્યું. પોતે અશક્ત હતો એ ભાન થવાથી તેને બહુ જ લાગી આવ્યું. બની શકે તો એકેએકને પોતે સુખી કરવાને ખરેખરા હૃદયથી ઝંખતો હતો તેની તેણે પોતે ફરીફરીને ખાત્રી કરી. ગઇ કાલે જ પોતે સંન્યાસની સ્વાર્થી આધ્યાત્મિકતાને પણ કોરે મૂકવાનો નિશ્ચય કર્યો છે તે તેણે સંભાર્યું. તેની ખાત્રી થવા લાગી કે તેનો નિર્ણય સકારણ હતો. આ બધી વિચારમાલા પૂરી થતા પહેલાં તે ઉપરના ચોગાનમાં આવી ગયો હતો.

મહાદેવના મંદિર તરફથી પુષ્પની તથા ચંદનની સુગંધી આવી રહી હતી. ઘંટાના નાદ તથા પુષ્પાંજલિના તથા પૂજાના સંકલ્પો સંભળાતા હતા. લોકોની આવજાથી ભીડ થઈ રહી હતી. સંન્યાસી પોતાની લાગણીઓને શાંત પાડવા માટે મહાદેવની સામે આવેલા ચોગાનમાં ગયો. ત્યાં પોતે મંદિર નીરખવામાં પોતાની જાતને રોકવા લાગ્યો. મુંબાઇની લોભી દૃષ્ટિએ બાબુલનાથ ઉપર હુમલો કરી સ્થળસંકોચને લીધે સુંદર ખડકોવાળી નાની નાની ટેકરીઓને ઓરડીઓમાં ફેરવી નાખી મહાદેવને છેક એમના મંદિરમાં હાંકી કાઢ્યા હોય નહિ એમ તેને લાગ્યું. “ અહીં તો બીચારા મહાદેવને પણ શ્વાસ લેવાને કે શાંતિ અનુભવવાને જગો નથી તો પછી માણસને તે ક્યાંથી હોય ?” ક્ષુદ્ર મનુષ્યો પર્વતશિખર ઉપર વિરાજતા દેવનાં સાખપડોશી થઇ રહેલાં તેણે જોયાં. મંદિરની બદસુરત બાંધણી તથા કૃત્રિમતાનો દમામ જોઇ તે મુંબાઇગરાઓની કલાહીનતાને મનમાં શાપ દેવા લાગ્યો. મંદિરમાં વીજળીના દીવાઓ તથા ચકચકતી, ઢંગધડા વગરના

રંગ તથા ભાતની લાદીઓ જ્યાં ત્યાં મઢેલી જોઇ તેને મુંબાઇના મેમણોની બિલોરી કાચના સામાનની દુકાનો તથા દક્ષિણમાં મહાન શૈવ મંદિરમાં લટકતા સુંદર હીવાઓ યાદ આવ્યા. મંદિરની ઓસરી ઉપર તેણે સેંટ થોમનું એક ઘડીઆળ જોયું ! મંદિર જેવા સ્થલમાં શંકરની સામે ઘડીઆળ શોભામાં વૃદ્ધિ કરી શકે એ વિચાર કયા ફલદ્રુપ ભેજામાં આવ્યો હશે એ પ્રશ્ન સંન્યાસી મનમાં વિચારતો વિચારતો મંદિરનાં પગથીઆં ચઢયો. મહાદેવના ગર્ભદ્વારની આજુબાજુ તેણે લેખ કોતરેલો જોયો. મૃત્યુંજયનો ત્રિઅંબકમૂથી શરૂ થતો અમરમંત્ર કે રુદ્રીની સુંદર ઋચાઓ જોવાની તેણે રાખેલી આશાઓ વ્યર્થ ગઇ ! ઉલટું, કયો કેસ કયારે જીતાએલો તેની નોંધ તથા હાઇકોર્ટના છેલ્લા ચુકાદાની અક્ષરે અક્ષર નકલ આરસમાં તેણે કોતરેલી જોઇ ! તેના તિરસ્કારનો પાર રહ્યો નહિ. શોકમાંથી નીકળવા જતાં તેનામાં ક્રોધની વૃત્તિ થઇ આવી.

તે મનમાં જ બોલી ઊઠયો : "શું મંદિર ! અને શી શોભા ! કોઇ સ્થળે ગંભીરતા કે ઉદાત્તતા, સંયમ કે સુંદરતા મળે જ નહિ ! જ્યાં જુઓ ત્યાં ઉછાંછળાપણું, કૃત્રિમતા, ડોળ ને દમામ ! આ લોકોનો દેવ પણ સંયમ રાખી શકતો નથી. શંકરની મહત્તા આ ચકચકાટ ઉપર છે કે શું ? કે પોતાના ભક્તોને આંજી નાખી પોતાની ખોટી મહત્તાનો દંભ આ બધો ઝાકઝમાળ કરીને તે સાચવી રહ્યો છે ?" વિચાર કરીને તેણે આગળ ચલાવ્યું: "દેવ શું કરે ? 'દેવ તેવી પૂજા' એવું પહેલાં સાંભળ્યું હતું, પરંતુ, 'લોક તેવા દેવ'

અને 'લોક તેવી તેમની પૂજા' એ નવું સૂત્ર આ સુંદર સ્થળે આવી રહેલા મંદિરને બદસુરત કરી મૂકનાર પૂજકોએ આજે મને શીખવ્યું." ગામથી દૂર સુંદર પંચવૃક્ષોની ઘટામાં નર્મદા તથા તાપીને કિનારે આવી રહેલાં એકાંત, શાંત શિવાલયોમાં ગાળેલા દિવસો તેને યાદ આવ્યા. તેના કલારસિક હૃદયમાં જુદી જ ઊર્મિઓ ઉભરાઇ.

"પરંતુ શંકર કેમ કૈં આ બાબતનો ઉપાય કરતા નથી?" તેના મનમાં પ્રશ્ન થયો. ફરીથી નીચે જોએલી એ હારો તેને યાદ આવી; તેનું હૃદય ફરીને ભરાઇ આવ્યું. દર્શન કર્યા વિના જ તે મંદિરની પાછળ આવેલી દરિદ્ર કુટુંબોને રહેવાની ઓરડીઓ તરફ ગયો. એક ગૃહસ્થે તેને ઉપર ચઢતો તથા વિચારમાં મગ્ન થએલો જોયો હતો. ન સમજાય એવા કારણથી તે સંન્યાસીની પાછળ મંદિરની પ્રદક્ષિણા કરવાને બહાને ગયો હોય એમ દેખાયું. સંન્યાસીનું મુખ લાલચોળ થઇ ગયું હતું. નાકમાંથી દીર્ઘ શ્વાસ નીકળતો હતો. નેત્રોમાં પાંપણ આગળ આંસુ આવીને અટકયાં હતાં. તેની છાતી ઊંચીનીચી થતી હતી. પેલો ગૃહસ્થ આવ્યો. તેણે તાકીતાકીને તેના સામે જોયું. સંન્યાસીની દૃષ્ટિ તેના પર પડતાં જ તે એકદમ મહાદેવની સામે દૂર આવેલી ચોરસ જગોમાં જઇ નીચે દેખાતું મુંબાઇનું દૃશ્ય જોવામાં રોકાયો હોય તેમ બહાર જોતો ઊભો. પેલો ગૃહસ્થ દર્શન કરી જાણે તેની પૂંઠે પડ્યો હોય તેમ ધીમેથી તેની પાસે આવીને "મહારાજ, જય સચ્ચિદાનંદ" કહીને તેને પગે પડ્યો.

તરુણ સંન્યાસી કશું સમજી શકે તે પહેલાં તેણે જ

ચલાવ્યું : "મહારાજ! આપને જોયા ત્યારથીજ મારા મનમાં પૂજ્યભાવ થયો છે." સંન્યાસી વિચાર કરી શકે તે પહેલાં તેણે રોકેલાં અશ્રુબિંદુઓ તેના ગાલ ઉપર પડ્યાં. ટેકરી નીચે આવેલા મુંબાઇના દૃશ્ય પ્રત્યે દૃષ્ટિ રાખી સંન્યાસીએ તે લૂછી નાખ્યાં. તેણે તે ગૃહસ્થ તરફ જોયું. કોઇ સારી સ્થિતિનો ભાવિક ભક્ત તેની પાસે યાચના કરતો હતો એમ તેને સ્પષ્ટ જણાઇ આવ્યું. પરંતુ પોતે તેને શો બોધ આપી શકે એ વિચાર કરતાં તે પોતાની જાતના ઉપર મનમાંજ હસ્યો.

"બોધનાં બે વચન આપની પાસે સાંભળવાની ઇચ્છા છે; સંભળાવો તો આપની કૃપા!" પેલા ગૃહસ્થે જણાવ્યું.

"જ્યારે એને આટલી બધી શ્રદ્ધા છે ત્યારે મારા વચનથી એને લાભ થાય પણ ખરો. હું જે માનું છું તે એને કહેવામાં શો ગેરલાભ?" એવો વિચાર મનમાં કરી તેણે તે માણસને કહ્યું : "મારો બોધ તમને રુચશે નહિ. તમે મને નાસ્તિક કહેશો. માટે તમે તમારું કામ કરો તો સારું."

"આપનો બોધ સમજવાની શક્તિ હશે તો સમજીને અનુસરવા પ્રયત્ન કરીશ. મારું મન મને કહે છે કે આપનો બોધ મને કલ્યાણનો માર્ગ બતાવશે." તે ગૃહસ્થે પોતાની આંતરવૃત્તિ જણાવી.

"સારું ત્યારે, હું કૈં આવાં પૂજન-અર્ચનમાં માનતો નથી. મને ક્રિયાકાંડોમાં શ્રદ્ધા નથી."

"ઘણા જ્ઞાનમાર્ગીઓને પણ હોતી નથી, મહારાજ!" તે માણસે ઉમેર્યું.

"હા, પણ મારો જ્ઞાનમાર્ગ જુદો છે. જૂના જ્ઞાનને પણ હું માનતો નથી. હું તો માનવની પૂજામાં, માનવની ભક્તિમાં, માનવની સેવામાં માનું છું."

"આપનું કહેવું ખરું છે, મહારાજ! શાસ્ત્રોમાં પણ પ્રત્યેક માનવને પ્રભુ ગણવાનું કહેલું છે."

"એ બધું હું જાણતો નથી. હું તો માનવની માનવ તરીકે જ મહત્તા જોઇને તેની ભક્તિમાં ધર્મની પરાકાષ્ઠા જોઉં છું. આટઆટલા માણસો અહીં પૂજા, દર્શનને બહાને આવતા હોય અને છતાં પોતાના નિરાધાર, પતિત અને દુઃખી માનવબંધુઓ પ્રત્યે નિષ્ઠુર બની રહેલા જોઇને મને તેમના ધર્મ ઉપર તિરસ્કાર આવે છે."

સંન્યાસીએ જોયું કે પોતાની લાગણીઓને વશ થઇ જુસ્સામાં બોલતાં તેણે કૈંક અતિશયોક્તિ કરી હતી. તેણે ટૂંકેથી પતાવવાને માટે કહ્યું: "પરંતુ એ બધી લાંબી વાતમાં શો લાભ? શ્રીરામચંદ્રને વશિષ્ઠ ઋષિએ જે બોધ આપ્યો હતો તે જ હું તમને જણાવું છું; તમે તેના ઉપર વિચાર કરજો. વસિષ્ઠ ઋષિએ કહ્યું છે કે,

"येन केन प्रकारेण यस्य कस्यापि देहिनः ।
संतोषं जनयेद्राम तदेवेश्वर पूजनम् ॥

'કોઇ પણ પ્રકારે કોઇ પણ પ્રાણીને સંતોષ આપવો એ જ ઇશ્વરપૂજા છે.'— આ મારો ધર્મબોધ છે. થાય તેટલું કરજો,– આવડશે તો સર્વજીવન ઇશ્વરપૂજા જ થઇ રહેશે." સંન્યાસી ત્યાંથી મહાદેવની પાસે આવેલા રાધાકૃષ્ણના મંદિરની ઓસરી તરફ ચાલ્યો ગયો. વિસ્મિત થએલો ગૃહસ્થ તેને

પગે લાગ્યો તે પણ તેણે જોયું નહિ.

તે ગૃહસ્થને જાણે જીવનમંત્ર મળ્યો હોય તેવો સંતોષ થયો. આજે લાંબે વખતે પોતાની ભક્તિનો બદલો તેને મળ્યો હોય તેવી લાગણી તેના મુખ ઉપર જણાતી હતી. પોતાના મનમાં આ નવા મંત્રનો અમલ કરવાનો શુભ સંકલ્પ કરી તે ધીમે પગલે નીચે ઉતરવા લાગ્યો.

× × ×

સંન્યાસીએ હજી સુધી શંકરનાં દર્શન કર્યાં ન હતાં. તેણે એમ ને એમ પાછા ફરવાનો વિચાર કર્યો પરંતુ, આટલે સુધી આવી દર્શન કર્યા વગર જવું તેને ઠીક લાગ્યું નહિ. હૃદયના ઊંડાણમાં છૂપાઈ રહેલી શ્રદ્ધા તેને પ્રેરતી હતી. તે ફરીથી મંદિરમાં ગયો અને શંકરના બાણ પ્રત્યે સ્થિર દષ્ટિ કરી ભક્તિભાવથી દર્શન કરવા લાગ્યો. મનનાં મંથનથી થાકેલો તેનો આત્મા કોઈનું શરણ શોધતો હતો. તેને મનમાં થયું કે મુંબાઇની કલાહીનતાથી ઘેરાએલો છતાં હિમાલયની ગગનચુંબી ઉચ્ચતામાં સંસારના છાછરા ભાવોથી અસ્પર્શ્ય તથા કૈલાસના અચલ શાંત હિમરાશિમાં બિરાજતો શંકર તેજ હતો. કાશ્મીરના "અમરનાથ"નું તેણે પોતાની પરિવ્રાજક અવસ્થામાં દર્શન કરેલું તે તેને યાદ આવ્યું. અખંડ શાંતિ, ભવ્ય ઉદાસીનતા અને નિશ્ચલ તટસ્થતાના સ્વામી મહાદેવનું તે સ્મરણ કરવા લાગ્યો. મહાકાળની જટામાંથી જ્ઞાનનો પતિતપાવન ભાગીરથીસ્રોત સતત વહે છે તે યાદ આવ્યું. ભગવાન્ શંકરના દેહ ઉપર વિશ્વની સમૃદ્ધિને તૃણવત્ ગણનાર વૈરાગ્ય-વિભૂતિ ચોળેલી હતી. વિશ્વની અખંડ

બલાને તાલબદ્ધ કરનાર નટરાજના હાથમાં તેણે ડમરુ તથા પાપનાશક ત્રિશૂલ જોયાં. ભાલમાંથી ક્ષુદ્ર કામવાસનાને ભસ્મ કરનાર જ્ઞાનનેત્રમાં જ્ઞાનાગ્નિની જ્યોત જોઇ તે અંજાયો. રુદ્રની રુદ્રતાનો ખ્યાલ આવતાં તે જરા ભયભીત થયો — છતાં પણ હિંમત રાખી, તેણે શંકરને પોતાની અંતરવેદના નિવેદન કરી – ફરીફરીને જગતનાં દુઃખો જણાવ્યાં, પોતાની નિર્બલતા જણાવી પોતાને શક્તિ આપવાને પ્રાર્થના કરી.

તેને એમ લાગ્યું કે શંકરે તેને કશો પણ ઉત્તર આપ્યો નહિ. તેની નિશ્ચલતાથી તે કચવાયો. શંકર તો અગમ્ય, ગાઢ સમાધિમાં લીન થએલા હતા એમ તેને લાગ્યું. પોતાના પ્રશ્નોને તુચ્છ ગણી તેમની તે પરવા કરતા નથી એવી તેની ખાત્રી થવા લાગી. છતાં મનમાં સ્ફુર્યું "શંકર ભોળાનાથ છે – જલદી રીઝે છે" – તુરત જ જાણે કોઇએ તેને ઉત્તર આપ્યો – "અનંતકાળથી તારા વિશ્વનાં દ્વંદ્વોને જોનારા, મને, તારા જેવી લાગણી ક્યાંથી થાય? કાલ અને દિશાની શેતરંજ ઉપર તો આવી કેટલીએ બાજીઓ ખેલાઇ ચૂકી! તું ન હતો, ત્યારે પણ વિશ્વ હતું! તું ન હતો થશે, ત્યારે પણ વિશ્વ હશે! – અને હું તો મહાસાગર પેઠે જેવો ને તેવો અચલ પ્રતિષ્ઠ હોઇશ."—

"શું આ વિચિત્ર ઉત્તર ખરો હતો? ખરો હોય કે ન હોય, પરંતુ સંતોષકારક હતો?" એ પ્રશ્ન સંન્યાસીના મનમાં રમી રહ્યો. તેને સંતોષ થયો નહિ. શંકર પોતાના આત્માનંદની લહેર – ભાંગ–માં હતા એમ તેને લાગ્યું.

તેને મહાશક્તિનો વિચાર આવ્યો. માતા પ્રત્યે જોઇ – નેત્રો મીંચી તે પ્રાર્થના કરવા લાગ્યો.

"ઘરની લાજ રાખવી સ્ત્રીઓનું કામ છે. કઠણ કલિકાળની અસર જગતપિતા શંકરને થઇ લાગે છે પરંતુ ચારે યુગમાં માતા ! તારો મહિમા કદી ઓછો થયો છે? તેને તો પોતાની સૃષ્ટિની દરકાર નથી, પરંતુ તું તો હજી તેની તે "મા" છે. તને સૃષ્ટિની દરકાર ન હોય તો ગાય વાછરડાં ખાતર તથા કાયર ગણાતી કુકડી પોતાનાં બચ્ચાં માટે પોતાના જાન આપવા શા માટે તત્પર થાય? માતા તારે નામે આટલા બધા ભૂખે મરે તે તને જરાએ લાગતું નથી?— આવાં દૃશ્યો જગતને ક્યાં સુધી જોવાનાં છે?"—સંન્યાસીને મનમાં લાગ્યું કે તેની પ્રાર્થના મહાશક્તિએ સાંભળી. તેના મનમાં જ પ્રત્યુત્તર ઉદ્ભવ્યો.

"આ પ્રજામાં પ્રાણ નથી – જીવનનું જોમ નથી – રજોગુણ નથી."

"હું પણ એ જ આશ્ચર્ય પામું છું." જાણે પોતે કોઇને ઉત્તર આપતો હોય તેમ સંન્યાસી બોલ્યો.

"શા માટે તેઓ લૂંટફાટ કરતા નથી? મુંબાઇમાં દરરોજ ખૂનામરકી કેમ થતી નથી? આમ ધીમેધીમે અને શ્વાસેશ્વાસે મરવાનું તેઓ શા માટે પસંદ કરે છે?"

"માનવ માત્ર શ્વાસેશ્વાસે મરણ પામી રહ્યાં છે, પરંતુ તમોગુણનું મૃત્યુ એમનાં કર્મનો પરિપાક છે." સંન્યાસીને બીજો પ્રત્યુત્તર મળ્યો.

"મારે ન્યાયાધીશનો ફેંસલો નથી જોઇતો! કાયદાની કલમ પ્રમાણે શિક્ષા બરાબર અપાઇ છે કે નહિ તે મારે

તપાસવું નથી." તે લાગણીભર્યા જુસ્સામાં બોલી ઊઠયો: "મારે તો દયાઘનની દયા જોઇએ છે." તેનું હૃદય પીગળવા માંડયું: "મારે તો મા! એક પળમાં દુઃખનું હરણ કરનાર તારી મીઠી અમીદૃષ્ટિ જોઇએ છે."

"માનવના વિશ્વમાં ચમત્કાર કરવાનો નિયમ પ્રવર્તતો નથી." તેને રોકડો ઉત્તર મળ્યો. તેનું હૃદય દુભાયું. નિરાશા અને કરડાકીનું મિશ્રણ કરતાં તેણે કહ્યું: "ખરું છે! આટઆટલે દૂરથી તારે નામે ચાલ્યા આવે–તને બલિદાન આપે–તેમને આવો જ બદલો ઘટે."

તેને અંતરમાં ધ્વનિરૂપે ઉત્તર મળ્યો: "બસ કર! તારું અજ્ઞાન તારી પાસે રહેવા દે!" સંન્યાસીને જાણે કોઇએ ફટકો માર્યો હોય એવી લાગણી થઇ! તે ચમકયો. પોતે મંદિરમાં ઊભો હતો ત્યાં બે મારવાડી બ્રાહ્મણો દક્ષિણા માટે લઢતા લઢતા આવી તેની જોડે જોરથી અથડાયા હતા. બંને છૂટા પડી ગયા. એકે તેને કહ્યું: "કેમ મહારાજ! દેખાતું નથી? ક્યારના ઠોયાની પેઠે ઊભા છો તે?"

સંન્યાસી તિરસ્કારની લાગણીને દબાવી પોતાના અંતરમાં જે ધ્વનિ થયો હતો તેના ઉપર વિચાર કરવા લાગ્યો. તેને તે ઉત્તર સાચો લાગ્યો. તેણે આજુબાજુ દૃષ્ટિ નાખી, સમુદ્રકિનારે જોએલાં દશ્યો યાદ કર્યાં; પેલો જુગારી, યુવતીની મશ્કરી કરનાર યુવાનો, ખાવાના પદાર્થોની દુકાનો વગેરે તેની માનસિક દૃષ્ટિ આગળ ખડાં થયાં. તેણે નહિ અવલોકેલી એવી અસંખ્ય લોકોમાં કાર્ય કરી રહેલી વિધવિધ અધોગામી વૃત્તિઓ તેણે કલ્પનાવડે જોઇ; તે બોલ્યો:

"ખરું છે. કોણ શંકરને માટે અહીં આવે છે? કોણ તેને બલિદાન આપે છે?"

સંન્યાસીને અંતરમાં જ્ઞાનનો પ્રકાશ થતો લાગ્યો. મહાકાલ તથા મહાશક્તિ તેને સાચાં લાગ્યાં. તેના હૃદયમાં ભક્તિભાવ થયો. તે અંતરમાં જ મહાશક્તિને પ્રણતિ કરવા લાગ્યો. ફરીથી ધ્વનિ જાગ્રત થયો: "મારે માટે અહીં કોણ આવે છે? મારે માટે જે જેટલું કરે છે તેને અહીં આવ્યા વિના પણ હું અમીછાંટો નાખીને પાછું વાળું નહિ તો વિશ્વ કેમ ટકી રહે?"

સંન્યાસી અંતરમાં શરમાયો; પોતાની અશ્રદ્ધાનો તેને પશ્ચાતાપ થયો. તેણે આખો મેળો મહાશક્તિનું અપમાન કરતો જોયો. ધ્વનિ તો ચાલુ જ હતો:

"મારે માટે જે આહૂતિ આવતી હોય છે તેને અડધે રસ્તે લૂંટી જનારા અવિદ્યાના ઉપાસકો હજી માનવજાતિમાં છે. માનવમાં માનવતા હજી આવી નથી હજી તો માનવ પશુ સમો છે. માનવતાની પૂર્ણતા એટલે જ પ્રભુત્વ."

સંન્યાસીની દલીલો અલોપ થઇ. તેની દૃષ્ટિ આગળ મહાકાળ અને મહાશક્તિની આહૂતિઓનું હરણ કરનાર અવિદ્યા, અજ્ઞાન, તમોગુણ, વિલાસવૃત્તિ, સ્વાર્થ, અહંતા, લોભ, વહેમ, વ્યસન વગેરે મૂર્તસ્વરૂપે તેને દેખાવા લાગ્યાં. માનવ હજી પશુ છે તે તેણે પ્રત્યક્ષ જોયું. તેની ખાત્રી થઇ કે અવિદ્યાની એ શક્તિઓને જીતવાને તે મથતો હતો તે બધી તેની પોતાની મિલકત ન હતી. આખા વિશ્વમાં કાર્ય કરી રહેલી તે શક્તિઓ હતી.

ધ્વનિ તો ચાલુ જ હતો: "મારું કામ તો એ પ્રભુત્વ પ્રકટાવવાનું છે."

સંન્યાસીને પોતાના માનવભક્તિના વિચારો નાસતા લાગ્યા. તેની ખાત્રી થઇ કે આ બળોને જીતી પૂર્ણતા પ્રકટાવવી એ માનવતાની પરિસીમા હતી. એ કાર્યમાં તેને માનવની સેવા તથા જનહિત અને લોકસંગ્રહ પણ દેખાયાં; યુગે યુગે શંકર અવિદ્યાના મૂર્તસ્વરૂપ થઇ બેઠેલા કોઇ રાક્ષસનો સંહાર કરે છે તેનો અર્થ સંન્યાસીના મનમાં વીજળીના ચમકાર પેઠે ઝબકી ઊઠ્યો. તેણે મહાશક્તિ પાસે આદેશ માગ્યો: "મારા એ કાર્યમાં જીવન સમર્પણ કર, હું તને સહાય કરીશ." તેને આદેશ મળ્યો; સંન્યાસીનાં રૂંવાં ઊભાં થઇ ગયાં. જે કર્મ તે સ્વાર્થને ખાતર કરવાનો હતો તે તેણે મહાશક્તિને માટે કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. જ્યાં સુધી પ્રભુત્વ પ્રકટે નહિ ત્યાં સુધી કદી પણ નહિ જંપવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે મહાશક્તિની મૂર્તિનાં દર્શન કરીને નીચે જવાનો વિચાર કર્યો. તે માતાની આખી મૂર્તિ જોઇ શક્યો નહિ. તેણે "અભય" અને "વરદ" મુદ્રામાં સ્થિર થએલી તેની તેજસ્વી હથેલીઓ જોઇ. તે વિસ્મિત થયો. બીજી જ ક્ષણે તેની દૃષ્ટિ આગળ અંધકારનો પડદો પડ્યો. ફૂલ તથા બીલીપત્રના ઢગલામાં અદૃશ્ય શંકર, તેની ઉપર જલાધારી તથા પૂજાની સામગ્રી અને પૂજા કરતા લોકોને તેણે મંદિરમાં જોયા. તેના મનમાં એક જ પ્રશ્ન રહ્યો હતો. તેને જનમેદની યાદ આવી. તેણે માતાને અંતરમાં પ્રશ્ન કર્યો: "મા, આ બધાની સંભાળ તું લેશે?"

જાણે મશ્કરી ભરેલે અવાજે કોઇએ તેને કહ્યું: “એ બધાં તારાં છે, તેના કરતાં મારાં વધારે છે. તારું ડહાપણ અજ્ઞાનભર્યું છે, મારી દેખીતી નિષ્ઠુરતા જ્ઞાનપ્રેરિત અને કલ્યાણકારી છે.”

આદેશ પ્રમાણે વર્તવાનો નિશ્ચય કરી સંન્યાસી પાછો ફરવા લાગ્યો. તેને ગ્રહણ વખતે મળેલો વૃદ્ધ સાધુ યાદ આવ્યો. તેને ભારે આશ્ચર્ય થયું. તે મળે તો તેની પાસે દીક્ષા પણ લેવાનો વિચાર કર્યો.

પાછા ઉતરતાં માર્ગમાં ભિખારીઓના પાત્રમાં દાણા તથા પૈસા પડેલા જોયા. રજોગુણી દાનવૃત્તિવાળાઓને દાન કરવાનો સંતોષ મળતો. અશાંત હૃદયે ઉપર જતા, તેઓ કૈંક અંશે શાંતિનો અનુભવ ત્યાંના વાતાવરણમાં કરતા હતા. ચિંતાતુર લોકો ત્યાં ઘડીક ચિંતા વીસરતા. જે હેતુ સાધવા લોકો આવતા તે સધાતો તેને લાગ્યો. આ સઘળું જોતાં તેનાથી બોલાઇ જવાયું: “શંકર! તું પણ અદ્દ્ભુત તો ખરો!” સંન્યાસી નીચે ઉતરી મેદનીમાં અદૃશ્ય થઈ જવા લાગ્યો. જતાં જતાં તેણે શ્રદ્ધાભક્તિભરી એક દૃષ્ટિ બાબુલનાથની ટેકરી તરફ નાખી. ત્યારે તેણે શું જોયું? વિધવિધ વૃત્તિઓના સમૂહથી ડોલી રહેલા સમુદ્ર જેવો માનવસાગર નીચે ઝોલાં ખાતો હતો. કાંચનગંગાના શિખર જેટલી આકાશમાં ઊંચે ગએલી બાબુલનાથની ટેકરી ઉપર શંકર તો શાંત, અગાધ, અખંડ તટસ્થતામાં પદ્માસને બિરાજી શાશ્વતી પ્રત્યે અર્ધનિમીલિત નેત્રે જોઇ રહ્યા હતા. તે સાગર તેમનો સ્પર્શ કરી શકતો નહિ. કેવળ નાની સરખી ઝીણી ફુવારાની

ધાર તે સમુદ્રમાંથી ઊંચે ઉડી તેમના ચરણનો સ્પર્શ કરતી હતી; અને ભોળાનાથના મસ્તક ઉપરથી પતિતપાવની ભાગીરથીનો મંગળદાયી, તેજસ્વી પ્રવાહ તે સમુદ્રના ઉપર અનંત ધારે જલાધારી કરી રહ્યો હતો! ઘડીકમાં તે દૃશ્ય જતું રહ્યું ને શ્રાવણનાં વાદળાંઓમાંથી ઝરમર ઝરમર વૃષ્ટિ થવા લાગી!



તા. ૧૦ : ૧૧ : '૨૯ 'ગુજરાત'માં છપાયેલી.

# ગંગારામ ગાંગડુ

**અમદાવાદમાં** રીચીરોડ પર આવેલું મારા મિત્ર ડૉ. કિશોરલાલનું દવાખાનું દર્દીઓને દવા આપવાનું સ્થાન તો હતું જ. પરંતુ તે ઉપરાંત માનવજાતની વિવિધ પ્રકારની વ્યક્તિઓને માટે એકઠા થવાનું તે એક મથક પણ હતું. જ્યારે કિશોરલાલની પ્રેક્ટીસ જામી ન હતી ત્યારે દવાખાનું ભરેલું દેખાય એટલા માટે અમે કેટલાક મિત્રોએ તેને અમારી ક્લબ જેવું બનાવી દીધું હતું, અને કિશોરલાલની પ્રેક્ટીસ જામ્યા પછી પણ અમારા મિત્રમંડળની બેઠકનું એ સ્થાન કાયમ રહ્યું. એટલે દર્દીઓ ઉપરાંતની જનતાનો શંભુમેળો પણ ત્યાં લગભગ દરરોજ જામતો. અમારામાંના નવરા મિત્રો દવાખાને જઈને બેસતા.

અમારી વગરભાડાની એ ક્લબમાં આરંભનો ઉત્સાહ બહુ વખત સુધી ચાલ્યો નહિ. મિત્રોમાંથી કેટલાક વકીલાતમાં,

કેટલાક નોકરીમાં, કેટલાક ધંધામાં એમ જુદે જુદે સ્થળે અને જુદી જુદી પ્રવૃત્તિઓમાં વેરાયા. ડૉ. કિશોરલાલ પણ હવે પોતાના કામમાં એટલા રોકાયલા રહેવા લાગ્યા કે પહેલાંની પેઠે ગપ્પાં મારવાનો સમય, વૃત્તિ કે શક્તિ તેમનામાં રહેતાં નહિ. છતાં ભાંગુભાંગુ થઇ રહેલી અમારી મંડળીના વગર નોંધાયલા સભ્યો મહિને પંદર દહાડે એ દવાખાને અકસ્માત કે ગોઠવણ કરીને મળી જતા. આ મંડળમાં આવતા મિત્રોમાં ગંગારામ એક વિશિષ્ટ વ્યક્તિ હતા.

આ ગંગારામની છાપ મારા મન ઉપર છેક તેમના વિદ્યાર્થીજીવનથી પડેલી. મને તે કોઇ વખતે સ્વાર્થી તો કોઇ વખતે કંજુસ લાગતા. તે વખતે હું માનતો કે ગરીબાઇ ઘણી વાર માણસને કંજુસ બનાવે છે અને સ્વાર્થવૃત્તિ તો આખી માનવજાતિનો ગુણ કે દોષ, જે ગણો તે, ગણાય એટલે એમના વિષે કશો ખરાબ અભિપ્રાય બાંધેલો નહિ. ઘણાં વર્ષોને અંતે ડૉ. કિશોરલાલને દવાખાને ગંગારામ મને મળ્યા. પ્રથમ તો મને એમને જોઇને શંકા થયેલી કે તેમના ઘરનો કોઈ કેસ કિશોરલાલે વગર ફીએ લીધો હશે તેથી કરીને તેમણે ડૉકટરની મિત્રાચારી બાંધી હશે. પરંતુ આવો તર્ક કરવો મને પોતાને વ્યાજબી લાગ્યો નહિ. ડૉકટર કિશોરલાલને દવાખાને ભેગી થનાર પચરંગી વ્યક્તિઓમાંની દરેક તરેહવાર ગણાય તેવી હતી. અનાથાશ્રમનો કારકુન દેવશંકર, ખાનગી નિશાળમાં ભાગીદાર ચુસ્ત સનાતની મૂળશંકર, સરકારી નિશાળોના ડેપ્યુટી માધવલાલ, મ્યુનિસિપાલિટીના સભ્ય સાકરલાલ, દીનકર વકીલ, દેશભક્તો

અને દેશી વસ્તુઓ જ વાપરનારાઓ, અને સરકારને વફાદાર એવાં માણસો પણ ત્યાં આવતાં. આ બધામાં ગંગારામ પણ વિશિષ્ટ હતા; કારણકે બીજા માનવોની સર્વે પ્રવૃત્તિઓમાં તેમને કેવળ દોષો જ નહિ પરંતુ ઘણુંખરું દુષ્ટ હેતુઓ દેખાતા.

માનવસ્વભાવમાં રહેલા સદ્ અંશોમાં,- તેનાં સ્વાર્થ-ત્યાગ, તેની સેવાવૃત્તિ, વગેરે વગેરેમાં – તેમને ભારે અવિશ્વાસ હતો. કોઈ પણ માણસના શુદ્ધ હેતુને તેઓ સહેલાઇથી માની લેતા – લઈ શકતા – નહિ. શરૂઆતમાં તો ગંગારામની આ વૃત્તિ અમારા ઉત્સાહી જુવાનોના મંડળમાં 'વ્યવહાર-કુશળતા'નું વિરલ વિશેષણ પામી. અને ખરું કહું તો મને પોતાને પણ ગંગારામની સાવચેતીભરી શંકાશીલ વૃત્તિ માટે માન ઉત્પન્ન થયું. વળી એમની એ વૃત્તિ બીનપાયાદાર અને બીજા માણસો પ્રત્યે દોષૈક દૃષ્ટિનું નહિ પરંતુ સચોટ, સુસંગત બુદ્ધિના નિર્ણયોનું પરિણામ હતી એમ ઠરાવવાનો તેઓ હમેશાં પ્રયત્ન કરતા. પોતાની માન્યતાઓના પુરાવામાં જોઇએ તેટલાં પ્રમાણો ટાંકીને તેઓ અમને સર્વને ચકિત કરી આંજી નાંખતા. રસ્તે નિરાધાર થઇ પડેલ વટેમાર્ગુને મદદ આપવાનું પુણ્ય કાર્ય કરતાં પરોપકાર કરનાર સજ્જને તેનાં ખીસ્સાં કેવી રીતે ખાલી કરી લીધાં, અમુક નાતની ઉન્નતિને માટે ભેગાં કરેલાં ફંડના પૈસા અમુક સેક્રેટરી કેવી રીતે ઉચાપત કરી ગયો, દુકાળનિવારણને નિમિત્તે ભેગા કરેલે પૈસે અમુક વ્યક્તિએ કેવું ઘર, ક્યાં બંધાવ્યું, ધર્માદા દવાખાનામાંથી કયો દાક્તર, કઈ કઈ દવાઓ, ક્યારે ક્યારે લઇ જાય છે વગેરેથી માંડીને અમુક દાનવીર ગણાતા કરોડા-

ધિપતિ શેઠિયાએ અમુક રકમ દાનમાં લખીને પછી આપી નહિ, યા તો અમુકે આપી તો શા કારણે, કોની લાગવગથી, અને કેવા સંજોગોમાં 'ઑફર' કાઢવી પડી વગેરે ભરોસાદાર માહિતીના ખજાના રૂપ ગંગારામ હતા.

અમદાવાદમાં એક ખૂણે ખુલ્લી પડેલી જગો ભાડે રાખીને ગંગારામે ત્યાં ઇમારતી અને બાવળનાં લાકડાં વેચવાનું લક્કડપીઠું રાખ્યું હતું. એ કામ એવું છે કે સામાન્યરીતે એમાં નવરાશ ઘણી મળે. એટલે દવાખાને દર્દીઓની ભીડ ઓછી થવા આવી હોય ત્યારે ગંગારામ એમના લક્કડપીઠા-માંથી આવીને બેસતા. મારું જવાનું પણ ઘણુંખરું એ સમયે જ થતું. અમારા મિત્રમંડળ સમસ્તને ગંગારામ પોતાની અનુભવે ઘડાયલી બુદ્ધિનો લાભ આપતા.

*

સને ૧૯૧૪માં અમદાવાદના – કહો – ગુજરાતના જાહેર જીવનમાં એક બળવાન સત્ત્વનો પ્રવેશ થયો: મહાત્મા ગાંધીએ આફ્રિકાથી પાછા આવીને અમદાવાદમાં પોતાનું રહેઠાણ કર્યું. આ હકીકતની અસર તે સમયે ગુજરાતમાં ન જેવી જ થઈ હતી, પરંતુ અમદાવાદ શહેરના નવા વિકસતા જાહેર જીવનમાં ભાગ લેવા મથતા અમારામાંના ઘણાંના હર્ષનો પાર રહ્યો નહિ. ધીમે શ્વાસે ચાલતા અમારા મંડળમાં આ ખબર ફેલાતાં અમારામાંના ઘણાખરા દાક્તર કિશોરલાલને દવાખાને ભેગા મળ્યા. ઉત્સાહ એટલો બધો હતો કે વિચારો પ્રદર્શિત કરવામાં સંયમ કોઈને આવશ્યક લાગ્યો નહિ. – અને અમારી સભા ક્યાં જાહેર સભા હતી? ઉત્સાહના અતિરેકથી

ઉત્સાહમાં આવી ગયો. હિંદના ઉજ્જવળ ભાવી વિષે તેને ઘણીજ ફળનારી આશાઓ બંધાઈ હતી. વાતચીતની આખરે કોઇ સંદેશવાહકની પેઠે કહ્યું: "આપણા ગુજરાતની અસ્મિતા છેવટે જાગ્રત થઇ ગઇ છે અને સક્રિય રૂપે તે પ્રકટ થવા લાગી છે. આપણા પ્રાંતમાં પણ ઘણા વખતથી ધુંધવાતો રાષ્ટ્રજીવનનો તણખો ચેતી ઊઠયો છે અને મહાત્માજીએ સાબરમતી પાસે આશ્રમ કાઢવાનો ઠરાવ પણ કરી દીધો છે. સાબરમતી સ્ટેશનથી થોડે જ દૂર ખેતરો લેવાશે, આશ્રમ બંધાશે અને સંસ્થાઓ સ્થપાશે."

આ અત્યાર સુધી ખાનગી એવી માહિતી અમારા મંડળને મળી. તેથી બધાને પોતાની અગત્ય વધેલી લાગી એટલું જ નહિ પરંતુ જાહેર જીવનમાં પણ નવચેતન આવવાની આશા બંધાતાં સૌ કોઇમાં ઉત્સાહ અને આનંદ સ્પષ્ટ દેખાતાં હતાં. અમે બધા વિખેરાવાની તૈયારીમાં હતા, એટલામાં મારી નજર અત્યાર સુધી મૂગા રહેલા ગગારામ પ્રત્યે ગઇ.

મેં તેમને પૂછ્યું: "કેમ ગંગારામ! આ બાબતમાં તમને કેમ લાગે છે?"

ઠંડે અવાજે બધા સાંભળે તેમ તેમણે કહ્યું: "તમે જોયા કરો, મારા મે'રબાન! થવા દો—એ ખેતરો અને એ આશ્રમ! આપણે કોઇને કયાં લેવાદેવા છે? એ તો પાછા ભાઇ-ભત્રીજા કે છોકરાને નામે જમીનો ચડી જશે અને ચાર દહાડે બધું ઠંડુ પડશે એટલે પચી જશે"—

આ વૃત્તિનો શો ઉત્તર આપવો તે મને સૂઝયું નહિ. પરંતુ મને એમનું બોલવું ગમ્યું નહિ, અને હું માનું છું

કે કોઇને પણ નહિ ગમ્યું હોય.

*

પછી તો આશ્રમ થયો. થયો એટલું જ નહિ પરંતુ વધ્યો, ફાલ્યો, પ્રસર્યો, ચારે બાજુ વેરાયો એમ કહી શકાય. સને ૧૯૧૯માં પંજાબના હત્યાકાંડો થઇ ગયા પછી દિલ્હી, અમદાવાદ, નડિયાદ અને મુંબાઇમાં યાદગાર દશ્યો થઇ ગયાં: સામાન્ય મજુર વર્ગનો રોષ ઉગ્ર સ્વરૂપમાં પ્રકટી નીકળ્યો.

અમે બધા ડૉ. કિશોરલાલને દવાખાને બેસીને ચહા પીતા વાતો કરતા હતા એટલામાં ખબર આવી કે લક્ષ્મી-વિલાસ હોટલ આગળ,–માણેકચોકને રસ્તે, લોકોનું મોટું ટોળું જામ્યું છે. અને લોકનેતાઓ જલદી નહિ જાય તો ત્યાં ગોળીબાર થવાનો સંભવ છે. મજુરો ઉશ્કેરાયલા છે, જાનમાલ જોખમમાં છે.

અમે શું કરવું એના વિચારમાં પડી ગયા. થોડી વારે બહુમતિએ ત્યાં જવાનો ઠરાવ કરીને ઊડ્યા. ગંગારામ પણ સાથે આવ્યા. જઇને જોતાં જણાયું કે પોલીસો લોકોને લાઠી અને લાકડીઓવડે માર મારતા હતા. અને ટોળાની ઉશ્કેરણી વધવાનું મુખ્ય કારણ એ જ હતું એમ અમને તો લાગ્યું. જાણીતા નેતાઓ હજી આવી પહોંચ્યા ન હતા. એટલામાં લોકોને શાંત પાડવાના હેતુથી નરેન્દ્રે એક ઊંચી દુકાનના ઓટલા પર કૂદકો મારી લોકોને સંબોધન કર્યું: "ભાઇઓ! મારૂં કહેવું જરા સાંભળશો?" આખું ટોળું તેના તરફ ફર્યું અને તેનું કહેવું બધા સાંભળશે એવી આશા પણ અમને પડી. પરંતુ અંગ્રેજ સરકાર કેટલી

બળવાન છે તેનું લોકોને ભાન કરાવવું હોય તેથી, કે પછી નરેન્દ્ર લોકોને ઉશ્કેરનારો કોઈ ધાંધલિયો મીલમજૂર છે એમ તેમને લાગ્યું હોય તેથી, પરંતુ બે ચાર પોલીસો નરેન્દ્રની તરફ દોડી ગયા, અને તેને ડાંગનો એક ફટકો લગાવ્યો. આવા પરિણામ માટે અમે લેશ પણ તૈયારી રાખી ન હતી. સમય આવ્યે માણસ પોતાની ફરજ શીખી લે છે. હું પણ વગર શિખવ્યે યંત્રની પેઠે નરેન્દ્રને પડતો ઝીલીને બાજુના એક મકાનમાં લઇ ગયો. દાક્તર કિશોરલાલ એકદમ તેની સારવાર માટે દોડી આવ્યા. લોકોનું ટોળું તો આ બનાવને લીધે વધારે ઉશ્કેરાયું જ. પેલા લાઠી મારનાર પોલીસને નીચે ખેંચી પાડી લોકો તેને માર મારવા લાગ્યા. એટલામાં નેતાઓની મોટરનું ભૂંગળું વાગ્યું અને ચાર પાંચ નેતાઓ બહાર નીકળી પડ્યા. અને ચારે બાજુ ફરીને લોકોને સંબોધવા લાગ્યા. પોલીસ પણ હવે નેતાઓ પર હાથ ઉગામી શકી નહિ એટલે તેઓ લોકોને શાંત કરવામાં ફતેહમંદ થયા.

અમે નરેન્દ્રને લઇને ગાડી કરીને દવાખાને આવ્યા ત્યારે નરેન્દ્રનું દર્દ ઘણું ઓછું થઇ ગયું હતું. જાગ્રત થતાં પહેલો સવાલ તેણે લોકોના તોફાની ટોળા વિષે કર્યો. મેં તેને વિગતવાર હકીકત સંભળાવી ત્યારે તેને શાંતિ થઇ. મારા મનમાં નરેન્દ્ર માટે જે ભાવ હતો તેમાં આ ઘટના પછી ઘણો વધારો થયો.

ગંગારામ નરેન્દ્રને મૂર્ખ ગણતા હતા પરંતુ એમનો અભિપ્રાય ભાગ્યે જ પ્રકટ કરતા. કૉલેજમાં હતા ત્યારે

પોતાની ભારે પોટલી સ્ટેશનનાં પગથિયાં પર મૂકીને પ્લેટ-ફોર્મ પરથી નરેન્દ્ર આવે તેની રાહ જોઇ પોતે કેવા તેની પાસે તે ઉપડાવી લેતા એ ઘટનાને ગંગારામ તે વખતે પોતાનું એક પરાક્રમ ગણતા હતા. પરંતુ પછીના જીવનમાં નરેન્દ્રની એ મૂર્ખતામાં જે અસાધારણ વધારો થયો હતો તેમાં ગંગારામને કાંઇક ઊંડો ભેદ દેખાતો હતો. નરેન્દ્ર બધી બાબતમાં આગળ પડતો ભાગ લેતો એ તેની આગળ પડવાની ઇચ્છાને લીધે જ એ તો જાણે દીવા જેવું સ્પષ્ટ હતું. પરંતુ એણે માર કેમ ખાધો—ખાસ કરીને માર ખાધા વિના પણ આગળ પડી શકાય તેમ હતું તે છતાં?—આ પ્રશ્નનો ઉત્તર ગંગારામને જડ્યો નહિ. આખરે તેમને જણાયું કે 'માર પડશે' એવી ખબર તેને ક્યાં હતી? આવે પ્રસંગે 'નેતા' તરીકે બહાર આવવાની તક લેતાં માર પડ્યો એ તો કેવળ અકસ્માત જ હતો.

મેં ગંગારામની જોડે દલીલ કરી તેમને સમજાવવા પ્રયત્ન કર્યો કે જગતમાં અપરિચિત વ્યક્તિના હેતુ વિષે આપણને શંકા થાય એ સ્વીકારી લઇએ તો પણ પરિચિત વ્યક્તિના ગુણદોષ તો આપણે સારી રીતે જાણી શકીએ. અને વિદ્યાર્થી હતો ત્યારથી આપણે નરેન્દ્રને જોતા આવ્યા હોવાથી ગંગારામે જણાવેલા હેતુથી નરેન્દ્ર પ્રેરાય એ બનવા જોગ ન હતું. પરંતુ ગંગારામને સમજાવવું મુશ્કેલ હતું. એમની વિચાર કરવાની આ દૃષ્ટિ ઉપર હવે મને તિરસ્કાર આવતો હતો. મેં વધારે ખેંચતાણ કરવી છોડી દીધી.

*

દેશ સમસ્તના ચેતનસાગરમાં કોઇ અજાણ્યું ઘો
આવ્યું. સને ૧૯૦૩થી ૧૯૦૫માં લોકોને પોતાની અ
તાનું ભાન થયું હતું તે કરતાં વિશેષ વ્યાપક રૂપે
૧૯૧૪માં હોમરૂલની ચળવળ વખતે થયું હતું. પરંતુ ૧૯૨
૧૯૨૪ સુધીમાં અને ૧૯૨૮થી ૧૯૩૦ સુધીમાં
ચેતનાનો જુવાળ સમગ્ર દેશ પર ફરી વળ્યો તે અપૂર્વ
આપણી પેઢીએ એવું પૂર આગળ કદી જોયું ન હતું. સા
માનવમાં અપ્રકટ અને અણુવિકસિત રહેતાં વીર
ઔદાર્યનાં, અને સ્વાર્થત્યાગનાં બીજ અંકુરિત થઇ ઉ
સરકારના માનીતા ગણાતા મોટા મોટા લોકોએ ખિ
ફેંકી દીધા, સરકારી શાળાઓ અને કૉલેજોમાંથી ર
વિદ્યાર્થીઓ બહાર પડ્યા. વકીલોએ વકીલાત બંધ
અને સરકારી નોકરોએ રાજીનામાં આપ્યાં, ઘેર ઘેર એક
વીર નર પાકશે એવી આશા સૌને થઇ. દેશબંધુ દ
પત્ની શ્રીમતી વાસંતીદેવીને સરકારે કેદ કર્યાં, તેમને
વવા માટે એક જ દિવસમાં ૨૪ હજારથી વધુ બંગાળ
કલકત્તા શહેરમાંથી જેલમાં ગયા એમ કહેવાય છે.

એમાં પણ જ્યારે કાયદાના ભંગની – સવિનય ભ
લડત – શરૂ થઇ ત્યારે એક દેશભક્ત કવિની બાનીમાં – "
અમારા દેશમાં કાંઇ અજબ ધૂન લાગી રહી." – એ
ભાવને પ્રત્યક્ષ કરતું ચેતનવંતુ વાતાવરણ સર્વત્ર પસરી
જણાતું હતું.

અમદાવાદથી દાંડીની કૂચનો આરંભ થયો તે દિવ
તે જોવા માટે ગયો, માનવસાગર સાબરમતી આશ્રમ

ઊલટયો હતો, વાતાવરણ તંગ હતું. ભયની આછી લહરીઓ એ તંગ વાતાવરણમાં વચ્ચે વચ્ચે વહી જતી હતી. પરંતુ જનસમાજમાં આત્મવિશ્વાસની લાગણી અને પરિણામની ગણત્રી એટલી સ્પષ્ટ હતી કે એ ભયની લાગણી સાચી પડે તો પણ કોઇને કાંઇ અસર થાય એમ દેખાતું ન હતું. અને આખરે હતું શું? કૂચ કરનારાઓનો દોષ શો હતો? ગુનો જ ક્યાં હતો, વારૂ? આગળથી જ સરકારને જાહેર કરવામાં આવ્યું ન હતું જે તમારો અન્યાયી કાયદો તૂટવાનો છે? પછી એમાં નવું શું હતું – સરકાર પકડે તો પણ?

જ્યારે કૂચની આખી વિધિ જોઇ ત્યારે સામાજિક કે રાજકીય કોઈ પણ કાયદો તોડવો એ કેટલી જવાબદારીનું કામ છે તેનું મને પહેલી વખત ભાન થયું. એ ગંભીર અને જોખમભર્યા કાર્યનો આરંભ કરનારે ખાત્રી કરી લેવી જોઇએ કે પોતે કાયદાનો ભંગ કરે છે તે સ્વાર્થને ખાતર, અંગત હેતુ સાધવા ખાતર, કે કેવળ ઉછાંછળાપણાથી અને ભંજકવૃત્તિને પોષવા માટે તો કરતો નથી ને? અને પોતે કદાચ ભૂલ કરતો પણ હોય એવી શક્યતા સ્વીકારીને તેણે તો પોતાનાં કર્મનાં પરિણામો પોતે જ સહન કરવાને તત્પર રહેવું ઘટે જેથી કાયદો તોડતાં પણ પોતે અહિંસાના અને પ્રેમના સનાતન નિયમનું પાલન કરી શકે.

તે દિવસનું અનુપમ દૃશ્ય જોઇને મને કોઈ યજ્ઞની વિધિનું સ્મરણ થયું. જ્યારે જ્યારે નિશ્ચિત ફળની પ્રાપ્તિ કરવાનો સંકલ્પ થતો હશે ત્યારે ત્યારે તેને માટે બલિ હોમવાને સમયે આવી જ કોઈ વિધિ થતી હશે એવી મારી

ખાત્રી થઈ. અક્ષત–કુંકુમથી શોભતા એ એંસી વીરોની કતાર અને તેના મહાન નેતા મને કોઇ અસામાન્ય લાગ્યા. પવિત્ર ધાર્મિક કાર્યમાં રોકાયલા ઋત્વિજોથી તેમની સાત્વિકતા ઉતરતી ન હતી. પ્રજા – રાંક અને સ્વાર્થી, અશક્ત અને અવ્યવસ્થિત, તો આટલા નાના બલિને પૂજવા માટે ગાંડીઘેલી થઇ ગઇ હતી. હું પણ ગાંડો થયો હતો. એક બાજુ પ્રજાના ઉત્સાહમાં હું વહી જતો હતો તો બીજી બાજુ હું મારી જાતને તિરસ્કારતો હતો. જ્યારે આવો મહાન રાષ્ટ્રિય યજ્ઞ આરંભાયો છે ત્યારે હું તેના એક કેવળ પ્રેક્ષક તરીકે જ ભાગ લઉં છું એ લાગણી મને ઊંડે ઊંડે દર્દ કરતી હતી. મારે માથે શું ફરજ નથી ? એ બધા દેશભક્તોનું શું ? શું તેઓ પોતાના સ્વાર્થને માટે સહન કરવા જતા હતા ? પ્રજાજીવનની પ્રાથમિક જરૂરીઆત સ્વતંત્રતા તેને મેળવવાના પ્રયત્નો જે પ્રજાને મન કેવળ તમાસાનો વિષય હોય તે પ્રજા સ્વતંત્રતાને માટે લાયક ગણાય ખરી ?

પૂજન, ભજન, પ્રવચન અને સંઘ-સંગીતથી પ્રયાણની ક્રિયાનો આરંભ થયો. શહેરીઓએ મહાત્માજીને અભિનંદન આપ્યાં – શુભવાંછનાઓ વરસી રહી. પ્રાચીન કાળના યુદ્ધ-પ્રયાણનું સ્મરણ કરાવે એવો તે પ્રસંગ હતો. એ એંસી વીર સૈનિકોમાં નરેન્દ્ર હતો જ. અમારા મંડળમાં બધા વિખરાયલા મિત્રોમાંથી નરેન્દ્ર એકલાને આટલા ઉલ્લાસથી કૂચ કરતો જોઇને મને અભિમાન થયું. અને જોડે જોડે મારી નાલાયકાત માટે મને પોતાના ઉપર ઘૃણા પણ થઇ. મંડળી કૂચ કરી ગઇ ત્યાં સુધી હું ઊભો હતો.

સાત્ત્વિક બલિદાનની તમન્ના, દેશભક્તિની ભાવનાથી ભરપૂર સંગીત, ગંભીર ધાર્મિકતાભર્યું વાતાવરણ, ભયની કાંઈક લહેરોથી ચમકતી છતાં ઉત્સાહ અને ઉલ્લાસમય જનમેદિની એ બધાની સામટી અસરથી હું થાકી ગયો અને લોકો વિખરાવા માંડ્યા ત્યારે વિચારને ઝોલે ચઢેલે મને હું પાછો ફરતો હતો. દેશની ઉન્નતિના વિચારોએ આજે પણ મારું મન ચગડોળે ન ચઢે તો પછી હું માણસ જ મટી ગયો કહેવાઉં ને? સાબરમતીથી એલીસબ્રીજને રસ્તે હું ચાલ્યો આવતો હતો એટલામાં કોઈએ મને બૂમ મારી: "કેમ છો, પ્રસાદ?" થોડી વારે તે વ્યક્તિ મારી પાસે આવી. ત્યારે મને જણાયું કે તે ગંગારામ હતા.

મને મનમાં થયું: "જોયું! આખરે લાગણી વગરના દેખાતા અને લોકોના દોષ જોવાની ટેવવાળા ગંગારામને પણ દેશવ્યાપી રાષ્ટ્રજીવનની છોળે ભિંજવ્યા ખરા!" મેં તેમને સાનંદાશ્ચર્ય પૂછ્યું: "કેમ છો? તમે પણ જોવામાં હતા ને?"

"કેમ ન હોઈએ, ભાઈ? આટલો મોટો મેળો જામ્યો હોય ત્યાં આપણે જવું તો ખરું ને!"

મારા મનમાં ઘોળાતો વિચાર તાજો થયો: "હાસ્તો! આ એક મેળો હતો – તમાશો હતો?"

"તમને આજની કૂચ કેવી લાગી?" તેમનો અભિપ્રાય જાણવા માટે મારાથી પ્રશ્ન પૂછાઈ ગયો.

"બધા ખેલ! નર્યા ખેલ! મારા ભાઈ! એ વાત જ જવાદો ને! આમ કાંઈ સ્વરાજ લેવાતું હશે?"

આ કટુ કટાક્ષમય વાણી સાંભળીને મને ઘણો ગુસ્સો થઇ આવ્યો, પરંતુ આજેજ કાયિક, વાચિક અને માનસિક અહિંસા વિષે એટલું બધું સાંભળ્યું હતું કે ગુસ્સાને દબાવીને બોલવામાં મારાથી પણ તેમના જેવાજ કટાક્ષનો આશ્રય લેવાયો.

"પણ ત્યારે કેમ લેવાય તે તો તમે બતાવો, મારા મહેરબાન! બધા તમારી તો વાટ જુવે છે"

"વખત આવે બતાવીશું પણ ખરા! હજી વખત નથી આવ્યો, સમજ્યા ને? પણ આમ વરઘોડા કાઢે સ્વરાજ ન મળે એ નક્કી છે. નીકળ્યા ચાલી! શું કરવા? તો કે, મીઠું બનાવવા!"

"ગંગારામ! તમે તો રતન છો,—ઢાંક્યું રતન છો. હજી જગતને તમારી જાણ થઇ નથી એટલું જ. બાકી તેનો ઉદ્ધાર કેટલો સહેલાઇથી થઇ જાય?"

તેમને આ શબ્દો સિવાય બીજું કાંઇ પણ કહી શકું એમ મને લાગ્યું નહિ.

"અમે ગમે તેવા હોઇશું પણ લોકોને પસે ક્યાં તાગડધિન્નાં કરવાં છે? ઘણાંએ સાધુઓની જમાતો આપણે ત્યાં ફરતી હોય છે તેમાં આ એક લડીંગાઓની વધી." ગંગારામ ઉવાચ.

"પણ એમનામાં અને આ લોકોમાં કેટલો ફેર છે તેનો તો વિચાર કરો!" મેં તેમને પ્રત્યુત્તર આપ્યો.

પરંતુ દલીલ કરવી નકામી હતી. ગંગારામનું જ્ઞાન ત્રિકાલાબાધિત હતું. પ્રથમ તો તેમણે મને ભોળપણા માટે

ઝાટક્યો. મારું હિત કરવાની જવાબદારી તેમણે પોતાને માથે લઈ લીધી. મને વગર માગ્યો ઉપદેશ અને જ્ઞાન બંને હું કંટાળ્યો ત્યાં સુધી આપ્યાં. કૂચ કરનારા એંસી જણાની ટુકડીમાં કેટલા ધંધારોજગાર વગરના હતા તે મને સમજાવ્યું. ગાંધીજીને આ પગલું લીધા સિવાય બીજો માર્ગ જ ન હતો તે સ્પષ્ટ કર્યું. આ આખી ઘટના એક તમાશો હતી તેની ખાત્રી કરાવી.

હું એટલો ખિન્ન થઇ ગયો હતો કે વગર બોલ્યે એલીસ-બ્રીજ પૂરો થતાં જ તેમનાથી છૂટો પડી ગયો. મારું મન જુદી જ દિશામાં વમળે ચઢ્યું. અત્યાર સુધી હું આપણા જમાનાના ઘણાં માણસોની પેઠે ઉત્ક્રાંતિ થાય છે એમ માનતો હતો. અને તેથી આપણી પ્રાચીન માન્યતા કે કેટલાક માનવો 'દેવકોટિ', કેટલાક 'જીવકોટિ', કેટલાક 'ઈશ્વરકોટિ' હોય છે અને જન્મથી જ તેમનામાં અમુક ગુણો પ્રકટ થાય છે તથા 'નિત્યસિદ્ધ,' 'નિત્યમુક્ત' એવા પણ માનવો જગતમાં હોય છે — એને હું સ્વીકારી શકતો નહિ. પરંતુ આજે મને થયું: "કહો ન કહો પણ જન્મ લીધો છે તેટલા બધા જ માનવો પ્રગતિ સાધવાના છે એ માન્યતા બરાબર નથી લાગતી. મગ, અડદ વગેરે ધાન્યમાં જેમ "ગાંગડું" દાણા હોય છે જે જમીનમાં વાવે ઊગે નહિ, ગમે તેટલો વખત પાણીમાં કે કોઇ પણ ખાર જોડે ઉકાળેથી ઓગળે નહિ તેમ માનવજાતિમાં પણ એવા જીવો શા માટે ન સંભવે?

*

પછી જેલ જવાનો પવન પૂર જોરમાં વાયો. એક શહેર, એક ગામ એવું ન રહ્યું જેમાંથી સારા અને પ્રતિષ્ઠિત

ગણાતા માણસો જેલમાં ન ગયા હોય. અમારા સ્નેહીએ દાક્તર કિશોરલાલ બે વર્ષ માટે ગયા, પેલો અનાથાશ્ર કારકૂન છ માસ માટે, નિશાળના ભાગીદાર એક વર્ષ, અમે બધા વિખરાયા. હું સુદ્ધાં ત્રણેક માસ સરકા મહેમાનગીરી ચાખી આવ્યો.

ગામડાંની અભણ સ્ત્રીઓએ પણ જાણ્યું કે તે સરકાર સામે થવાનો વિચાર કરી શકે છે, અને સામે શકે છે. સભાબંધીનો કાયદો સરકારે નવો કાઢયો હતો લોકોની સભાઓ ભરાઈ. સરકારને જેલની વ્યવસ્થા મોટા પાયા પર કરવાની હતી. અને તે જલદી કરવા હોવાથી અમલદારો પણ ગભરાઈ ગયા અને જેલ જન પણ બીનઅનુભવી હતા. પ્રથમ તો પોલીસોએ માર માર લોકોમાં ભય પેદા કરવાના પ્રયોગો કરી જોયા. પણ નિષ્ફળ ગયા. મુદ્દામાલ સાથે પકડાયલા ચોરની માર કરતાં પોલીસને પ્રથમ તો પોતે સાચો છે તેનું અને પે એક વિજય મેળવ્યો છે તેનું ગૌરવ હોય છે. એ ઓઠાં એ મારઝૂડ કરી શકે. પરંતુ એક શેર મીઠા સાથે પકડાય શાહુકારને, વકીલને કે ખાનદાન કુટુંબની સ્ત્રીને મારવા કાર્ય હિંદના પોલીસથી પણ સહેલાઈથી થઈ શકે તેવું ન એમ અનુભવથી જણાયું.

વખત જતો ગયો તેમ તેમ ટૂંકી મુદત માટે જેલ ગયેલા લોકો બહાર આવવા માંડ્યા. જેમનો ઉત્સાહ કડવા અનુભવ પછી પણ ટકી રહ્યો તેઓ ફરીને રા ખુશીથી જેલમાં ગયા. પરંતુ નેતાઓ વગરની, સાધનહી

અને અવ્યવસ્થિત પ્રજા, સુસજ્જ, સુવ્યવસ્થિત અને અતુલ સાધનસંપન્ન, દેશભક્તિના જ્ઞાન કે ભાન વગરના દેશીઓ ઉપર જ ટકી રહેલી સરકારની દમનનીતિ સામે લાંબો વખત ટકી શકી નહિ. ૭૫ હજાર જેલમાં જનારા નીકળ્યા ત્યાર-પછી પ્રજાશક્તિના જુવાળની ઓટ થવા માંડી. રાજકીય શેતરંજની ચાલ બરાબર ખેલી જાણનાર નેતાઓની ગેર-હાજરીમાં પ્રજાના સ્વાર્થત્યાગના પ્રમાણમાં દેખીતા લાભો કે હક્કો મળ્યા લાગ્યા નહિ. કેવળ સ્વાર્થત્યાગના બળવડે તો પ્રજા ત્યારે જ જય મેળવી શકે જ્યારે પ્રજાના ૮૦ ટકામાં આયર્લેન્ડની માફક, એ ગુણ વ્યાપક બની ગયો હોય. વીરત્વ – તે પણ પ્રજાકીય વીરત્વ – ઘડીભરનો, થોડા દિવસોનો કે માસોનો ઉભરો જ હોય તો તે પ્રજા વીર ન ગણાય. રાષ્ટ્રિય જીવનનું એ સાદું સત્ય આપણી જનતાની અને આપણા નેતાઓની નજર બહાર રહી ગયું હતું. સ્વતંત્રતાને વાંછતી પ્રજાનો વીરત્વ તો લોહીમાં રહેલો ગુણ હોય; એનો આવિષ્કાર કુદરતી ગણાય. એને અસાધારણ ગણવું પડે એ જ હજી પ્રજાજીવનમાં વીરત્વ સ્થિર ન થવાની નિશાની છે. સ્વાર્થત્યાગ કરવાનો ક્ષણિક ઉમળકો અને નિઃસ્વાર્થ સેવાના રૂપમાં પરિણમતી સેવાવૃત્તિ એ બેમાં રહેલો ફેર ઘણી વાર માણસોના સમજવામાં આવતો નથી એટલે ઉદાર સ્વાર્થત્યાગની ભાવનાનો ક્ષણિક ઉભરો જ્યારે દુઃખ અને શિસ્તના તાપમાં કસોટીએ ચઢ્યો ત્યારે તેને અંતે માનવસ્વભાવમાં સુલભ એવી સંકુચિતતા અને દુઃખમય રાગદ્વેષ જણાયાં.

એ ઓટનો આડો આંક આવ્યો, અને જ્યારે પ્રજામાંથી નવા ઊભા થયેલા નેતાઓ સરકારના વૉરંટાને ઉડાવતા હતા ત્યારે પોતાની દમનનીતિના કળશ રૂપે સરકારે મહાત્માજીને છોડયા એમ કહીએ તો ખોટું ન કહેવાય. મહાસભાએ ચળવળ મુલતવી રાખવાનો ઠરાવ કર્યો. સમસ્ત પ્રજા પરાજયની ભારે શરમથી હતાશ જેવી થઇ ગઇ. સેંકડો ખેડૂતો ઘરબાર વગરના થઇ ગયા હતા. ઘણા વકીલો ધંધા વગરના બન્યા હતા, અનેક દેશભક્તો કમાઇના સાધન વગરના થઇ રહ્યા હતા.

આ સમયે જેલમાંથી છૂટીને ગુજરાત આવતાં ચળવળને જીવંત રાખવા મથતા અને સરકારી વોરંટથી છૂપાતા નેતાઓ મહાત્માજીને મળ્યા; અને તેમણે ઉપાડેલી ચળવળ ચલાવે રાખવાની યા તો ખેડૂતોને પોતાની જપ્ત થયેલી જમીનો પાછી અપાવવાની અગત્ય મહાત્માજીને જણાવી. "બેમાંથી એક પણ કાર્ય અત્યારની સ્થિતિમાં શક્ય છે?" મહાત્માજીએ મનમાં પ્રશ્ન કર્યો. "તો પછી સર્વસ્વ ખોઇ બેઠેલા ખેડૂતો જોડે કોઇ પણ પ્રકારે સહાનુભૂતિ બતાવી શકાય તેમ નથી જ?" "હું તો સ્વરાજ લેવા નીકળ્યો હતો તે હવે કયે મોંઢે પાછો આશ્રમમાં જાઉં?" વિચારપરંપરામાં જાણે ચમકાર થયો. "જ્યારે સેંકડો ખેડૂતો ઘરબાર વિનાના થઇ બેઠા છે ત્યારે હું પણ શા માટે અનિકેત ન થઇ શકું? આશ્રમવાસીઓ પણ ઘરબહાર વિનાના થઇને દેશસેવા કરી શકે તો ભલે કરે. આ સિવાય અત્યારે મારાથી બીજું થઇ પણ શું શકે?"

બસ, નિર્ણય થઇ ગયો. સત્યાગ્રહ આશ્રમ – વધારે સાચી રીતે "ઉદ્યોગ-મંદિર" પણ સરકારને જોઇએ તો ભલે લઇ લે. શેઠ રણછોડલાલને મુકામે ઉતરી મહાત્માજી આશ્રમની છેલ્લી મુલાકાત લઈ તેને બરખાસ્ત કરશે એવું જાહેર થઇ ગયું.

સમસ્ત દેશમાં એક પ્રકારનો આચકો લાગી ગયો. ગુજરાત અને ખાસ કરીને અમદાવાદ ખળભળી ઊઠ્યું. અમે જેલમાંથી આવેલા અને બીજા મિત્રોએ પણ એ બાબત ખૂબ ચર્ચાઓ કરી. આ નિર્ણયની સારી અને હાનિકારક બાજુઓ ઝીણવટથી તપાસી. મને પોતાને લાંબો વિચાર કરતાં એ નિર્ણય ખોટો તો ન લાગ્યો. કારણકે મેં જોયું કે અમુક સંસ્થાની અંદર જ જે કાર્યકર્તાઓ બંધાઇ જાય છે તેઓ કેટલીક વાર વિકાસ સાધતા પણ અટકી જાય છે. જેને ઉચ્ચ આદર્શ સિદ્ધ કરવો હોય તેની નજર તો આદર્શ ઉપર જ ઠરેલી જોઇએ – ઉપાયોને હથિયારોને તે વળગી રહી શકે નહિ. આખરે તો, માનવ જે કાંઇ સર્જે છે તે કરતાં તે પોતે વધારે મોટો છે – અને ભાવનાઓ સંસ્થા રૂપે મૂર્ત સ્વરૂપ લે છે. એ ભાવના જો કોઇ બીજી રીતે સજીવન રહેલી હોય, પુષ્ટ થતી હોય, તો સંસ્થાઓ ભલે જાય. અને છતાં, પ્રત્યક્ષ, સ્થૂલ પરિણામોમાં જ માનનાર વ્યવહારના કીડા જેવા માનવો એ વિચારશ્રેણીને કબૂલ ન રાખે એ પણ સ્વાભાવિક છે. આપણા દેશભક્તો 'કર્મયોગ' કરવા માગે છે કે 'કર્મ' જ કેવળ? જો 'કર્મયોગ' કરવા માગતા હોય તો આસક્તિને તિલાંજલિ આપે જ છૂટકો છે.

હું પણ છેલ્લે દિવસે સાબરમતી ગયો. ખિન્ન હૃદયે મહાત્માજી પધાર્યા. તેમના મુખ પર અડગ નિશ્ચયની નિશ્ચલ રેખાઓ હતી, છતાં હૃદયની વ્યથા પણ જોનારને દેખાતી હતી. ૧૮ વર્ષની મહેનતનું છેવટે આ પરિણામ? મહાત્માજી-ને પણ એક પ્રકારની સાત્ત્વિક આસક્તિ એ સંસ્થા માટે કેમ ન હોય? પરંતુ આજુબાજુના મારા જેવા ઘણાંના મનમાં ઊંડો વિશાદ હતો. ગુજરાતની એક ચેતનવંતી સંસ્થા આજે બંધ પડશે; ગુજરાતના દેશભક્તોને એકત્ર કરનારી, પોષનારી, અને ઉત્પન્ન કરનારી વાડી જેવી સંસ્થા જતાં ન પુરાય એવી ખોટ ગુજરાતને પડશે એ વિચારથી ઘણા લોકો ખિન્ન હતા. આશ્રમવાસીઓએ તો પોતપોતાનો કાર્યક્રમ તૈયાર કરી દીધો હતો.

છતાં, – એ દૃશ્ય કરુણ હતું એ જ પરિચિત બાગ! – એ મકાન, એ નદી પરનું રસોડું! એ દેશનું ભાવિ ઘડનારી અનેક યોજનાઓની સાક્ષી રૂપી દીવાલો અને વ્યક્તિઓ! એ પ્રાર્થનાઓ અને હૃદયમંથનો! એ પરાજયો અને વિજયો! દેશ-ભક્તોની એ કલ્લોલતી ટોળીઓ અને નેતાઓની મંત્રણાઓ!

હું ઊંડો દિલગીરીમાં ઉતરી ગયો. અને છતાં, એ સંસ્થાએ પોતાનો ઉપયોગી ફાળો આપ્યો છે એ હું મારી બુદ્ધિથી જોઈ શકતો હતો. નવી રીતે એ કાર્ય થઈ શકે તે પણ હું સમજી શકતો હતો. છતાં એક પ્રકારનું વાતાવરણ સરજાયું હતું તે વિખેરાતું હતું.

બધા મહાત્માજીને મળ્યા. છેવટે, મહાત્માજી આશ્રમમાંથી નીકળ્યા. અને આશ્રમ તરફ એક દૃષ્ટિ નાંખી રહ્યા. જીવનમાં

ક કડવા ઘૂંટડા પીનાર એક વધુ ઘૂંટડો પીતો હતો
ા લાગ્યું. આંખોમાં ક્ષણભર પાણી આવેલાં દેખાયાં–
તુ થોડી જ ક્ષણોમાં અનેક આંતર ભૂકંપોથી ટેવાયલા
:સ્થલમાં સમાઇ ગયાં, કે પછી ભાવિ પર દૃષ્ટિ સ્થિર
ં આદર્શની ચીનગારી જાગી અને તેને લીધે સૂકાઇ ગયાં
ો કોણ જાણે. પરંતુ એમનાં મનનું સમાધાન થઇ
ગું જણાયું: "એ પગલું બરાબર છે." એમ તેમને
યું. શુષ્ક મોટરયંત્ર ચાલુ થઇ ગયું.

એટલામાં મારી પાછળથી મને સંભળાયું: "જોયું ને!
બરે જમીન જપ્ત થવાનો વારો આવ્યો એટલે બળતું ઘર
ાર્પણ! તાગું પણ કરતાં આવડવું જોઇએ!"

ગંગારામનો પરિચિત અવાજ હતો. આશ્રમ નીકળ્યો
ી આરંભીને તેનો ત્યાગ કરવામાં આવે ત્યાં સુધીના
પણ પગલામાં તેમને શુદ્ધ હેતુ ન દેખાયો તે ન જ
ો! મારી ખાત્રી થઇ કે માનવચેતનાની ઉત્ક્રાંતિના
ટ નિયમને પણ અપવાદો હોય છે.

---

તા. ૧૭ : ૭ : '૩૭ 'કૌમુદી'માં છપાયેલી.

# પ્રકીર્ણ લેખો

# આપણી સૃષ્ટિનો કોયડો*

આપણી પાર્થિવ સૃષ્ટિ એક આદર્શ સ્થાન નથી. જગત અસંતોષ આપે તેવું છે, તેના સ્વરૂપ ઉપર અપૂર્ણતા, દુઃખ અને અનિષ્ટ - અશિવ - ની શ્યામ છાયા, સદાને માટે લાગેલી છે એ વાતનો ઇનકાર થઇ શકે તેમ નથી — અને કોઇ પણ પ્રકારની આધ્યાત્મિક અનુભૂતિ એનો અસ્વીકાર કરશે પણ નહિ. અને વિરલ વ્યક્તિઓ બાદ કરતાં, જગતની અપૂર્ણતાની પ્રતીતિ જ એક રીતે માનવના અંતરમાં આધ્યાત્મિક જીવન પ્રત્યેની અભીપ્સા જગાવવાનું આદિબિંદુ થઈ પડે છે. વ્યક્ત જગતની સઘળી સીમાઓ ઉપર ઝઝૂમી રહેલા એ પડછાયાની

---

*શ્રીઅરવિંદના "The Riddle of this World" નામના લેખનો અનુવાદ

દુઃખકારક, વિકલ કરી મૂકનારી, સંસાર ઉપર વિરક્તિ પેદા કરનારી, યા તો સમર્થ, લાગણીનું કડવું ભાન થયા વિના જ એ વિરલ વ્યક્તિઓને મહાન, આધ્યાત્મિક અનુભૂતિઓ સાહજિક રીતે પ્રાપ્ત થાય છે. એવી અપૂર્ણતા હોવી એ સર્વ પ્રકારના આવિર્ભાવનું મૌલિક લક્ષણ હોવું જોઇએ, અથવા તો, જ્યાં સુધી જગત સ્થૂલ હોય ત્યાં સુધી તો સર્વ પ્રકારનો આવિર્ભાવ એવો જ હોવો જોઇએ એવી દલીલ કરવામાં આવે છે. તે છતાં પણ સર્વ પ્રકારના આવિર્ભાવનું મૌલિક લક્ષણ એવું હોવું જોઇએ કે કેમ એ પ્રશ્ન તો રહે છે જ. અને એ દલીલ જો સાચી જ હોય તો પછી જન્મ ધારણ કરવાની ઇચ્છા, આવિર્ભાવ પામવાની, યા તો સર્જન કરવાની તપઃશક્તિ ( Will ) આદિમ પાપ તરીકે ગણાવી જોઇએ અને જન્મમરણના ફેરામાંથી યા તો આવિર્ભાવમાંથી વેગળા થઇ જવું એ જ મુક્તિ મેળવવાનો એક માત્ર શક્ય માર્ગ ગણાવો જોઇએ. જેઓની જ્ઞાનદૃષ્ટિ એ પ્રમાણે જુવે છે યા તો એને મળતું આવે એવું દૃષ્ટિબિંદુ સ્વીકારે છે,— એવાઓની બહુમતિ હોય છે,— તેમને માટે પોતાના ઇષ્ટને પહોંચવાના સુવિખ્યાત આધ્યાત્મિક માર્ગો આવી રહેલા છે,— આધ્યાત્મિક મુક્તિ મેળવવાનો સીધો અને ટૂંકો રસ્તો પણ છે. પરંતુ વસ્તુસ્થિતિ ઉપર જણાવી તેવી ખરેખર ન પણ હોય, અને આપણી અજ્ઞાન દશાને, અથવા તો અપૂર્ણ, એકપક્ષી જ્ઞાનને એ પ્રમાણે દેખાતી હોય એમ પણ બને. એટલે કે, અપૂર્ણતા, અશિવ, દુઃખ વગેરે :આવિર્ભાવના માર્ગમાં રહેલ અપરિહાર્ય સ્થિતિ ( સંજોગ ) યાને

દુ:ખકારક પ્રવાસપંથ હોઈ શકે પરંતુ આવિર્ભાવ થવા માટેની અચૂક શરત, યા તો પ્રકૃતિમાં લેવાતા જન્મનું તારતમ્ય ન હોય એ પણ સંભવિત છે. અને એ પ્રમાણે જો હોય, તો પછી સર્વ શ્રેષ્ઠ જ્ઞાન જગતથી નાસી છૂટવામાં નહિ પરંતુ અહીં, જીવનની અંદર રહીને જ, વિજય પ્રાપ્ત કરવાની અભીપ્સા સેવવામાં જગતની વિરાટ પ્રવૃત્તિઓની પાછળ કાર્ય કરી રહેલી ભગવાનની દિવ્ય તપઃશક્તિને અનુમતિ આપી તેની જોડે સહકાર કરવામાં, દિવ્ય આધ્યાત્મિક પૂર્ણતાનાં દ્વારની — એજ દ્વાર દિવ્ય જ્ઞાનજ્યોતિ, દિવ્ય શક્તિ અને દિવ્ય આનંદના નિ:શેષ અવતરણ માટે પણ ઉદ્ઘાટનરૂપ થનાર છે તેની — શોધ કરવામાં સમાયેલું છે એમ સ્વીકારવું જોઇએ.

આપણે જે વ્યક્ત જગતમાં જીવન ધારણ કરી રહ્યા છીએ તેની, તથા જે મર્યાદિત ચેતનાની દીવાલોમાં જકડાયેલા હોઈ છૂટવા માટે બાથોડિયાં મારી રહ્યા છીએ તેની અનિત્યતાથી પર કોઈ નિત્ય સનાતન તત્ત્વ આવી રહેલું છે એટલું તો સર્વ પ્રકારની આધ્યાત્મિક અનુભૂતિએ। સ્વીકારે છે. એ સનાતન, પરાત્પર તત્ત્વનાં લક્ષણો છે અનંતતા, સ્વયંભૂ સત્તા, મુક્તિ, નિરપેક્ષ જ્ઞાનજ્યોતિ, નિરુપાધિક આનંદ. ત્યારે શું માનવથી દૂર આવી રહેલ એ નિત્ય પરતત્ત્વ અને અહીં પાર્થિવ ભૂમિકામાં પ્રકટ થયેલ ચેતના એ બે વચ્ચે ન પાર કરી શકાય એવી ખીણ સદાને માટે આવી રહેલી છે? કે એ બે વસ્તુઓને બે સનાતન વિરોધી તત્ત્વો જ સમજવાં? — અને કાલમાં આરંભાયેલા

જીવનરૂપી સાહસને આટોપી લઇને, સનાતન અને અનિત્ય વચ્ચેનો ભેદ સદાને માટે વટાવીને જ શું માનવ એ સનાતન પ્રભુને પામી શકે? સાધનાની એક પ્રણાલીને છેડે તો એ જ નિર્ણય આવીને ઊભો રહેલો જણાય છે?—બૌદ્ધમતે જરા પણ બાંધછોડ કર્યા વિના તથા સૃષ્ટિ અને સરજનહાર વચ્ચે એક પ્રકારનો સંબંધ સ્વીકારવા છતાં છેવટના પૃથક્કરણમાં એ બે વચ્ચે—માયા અને સત્ય રૂપે—અંતિમ વિરોધનું પ્રતિપાદન કરીને તથા અદ્વૈતવાદની આધ્યાત્મિક મીમાંસાઓએ એથી કાંઇક ઓછે અંશે—(છૂટછાટ મૂકીને) —એ પ્રણાલીનો આશ્રય લઇને બુદ્ધિના તર્કમાં જરા પણ છૂટછાટ મૂક્યા વિના તેનું પ્રતિપાદન કર્યું છે. પરંતુ સાથે સાથે આ જગતના પ્રત્યેક પદાર્થમાં વાસુદેવ વ્યાપી રહેલો હોઇ, પ્રત્યેક વસ્તુથી પર, તથા પ્રત્યેક વસ્તુની પાછળ પણ, તે જ વ્યાપ્ત છે; સર્વ પદાર્થ વાસુદેવમાં આવી રહેલા છે, અને જ્યારે આપણે જગતના બાહ્ય સ્વરૂપની પાછળ નજર કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે સર્વ વસ્તુ વાસુદેવમય છે,—વાસુદેવ સ્વરૂપ છે. બ્રહ્મવિદ જગતમાં વિચરતો અને કર્મ કરતો છતો, તેના સર્વે આઘાત પ્રત્યાઘાતોને ઝીલતો છતો, ભગવાનની નિરપેક્ષ શાંતિ, નિરપેક્ષ જ્યોતિ અને દિવ્ય આનંદમાં પોતાની ચેતનાને ધારણ કરી શકે છે એ હકીકત અર્થઘન અને જ્ઞાનપ્રદ છે. એટલે આ સૃષ્ટિના કોયડાના ઊંડાણમાં છેવટે ન ટાળી શકાય તેવા વિરોધને બદલે કોઈ બીજી જ વસ્તુસ્થિતિ આવી રહેલી જણાય છે. ત્યાં એક પ્રકારની અગમ્યતા છે, રહસ્ય છે.

અને તેનો ઉકેલ પરસ્પર વિરોધી બે તત્ત્વોના—દ્વૈતના સ્વીકારરૂપી એકતરફી ઉકેલ કરતાં કાંઇ જુદો જ હોવો જોઇએ એમ આપણને લાગે છે. આ આધ્યાત્મિક શકયતા સ્વીકારતાં તે તેની પોતાની મર્યાદાઓથી પાર આપણને અંગુલિનિર્દેશ કરે છે, અને આપણા પતિત પાર્થિવ જીવનના અંધકારમાં આશાનું કિરણ પ્રકટાવે છે.

હવે પ્રથમ પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે આ છે:— "આ જગત નિત્ય અને નિયમિત પ્રકારે થયા કરતી એની એ ઘટનાઓનો અવિકારી અનુક્રમ માત્ર છે? કે પછી, તેની પાછળ ઉત્ક્રાંતિનું પ્રેરક બળ, ઉત્ક્રાંતિની ઘટના આવી રહેલી છે?" અર્થાત્ પ્રત્યક્ષ, આદ્ય અચેતનામાંથી ઊર્ધ્વ પ્રત્યે લઇ જતી કોઇ નિસરણી છે ખરી, જેનો આશ્રય લઇને વધારે ને વધારે વિકસિત ચેતનાને પ્રાપ્ત કરી શકાય તેમ છે? એ રીતે પ્રત્યેક પગથિયે ચેતનાનો વિકાસ સાધીને તેનાથી પણ ઉચ્ચ સ્થિતિ પ્રત્યે ગતિ કરતી આરોહણની નિસરણી કોઇ અપ્રાપ્ત ઊંચાઇને પ્રાપ્ત કરે છે. આપણી સામાન્ય અવસ્થા એ ઊર્ધ્વતમ લોકને સહજમાં પ્રાપ્ત કરી શકે તેમ નથી હોતું. એ પ્રમાણે ઉત્ક્રાંતિની નિસરણી જો હોય તો, ચૈતન્યની એ ઊર્ધ્વગતિનો મૌલિક સિદ્ધાંત, એનું કુદરતી પરિણામ, તેનો સાહજિક પરિપાક શો હોઇ શકે? આપણી આગળ અત્યારે જ્ઞાનની જે સામગ્રી મોજૂદ છે તે ઉપરથી તો એવી ઉત્ક્રાંતિની ઘટના બનેલી હોય એમ માનવાને પૂરતાં કારણો મળે છે: એટલે કે, કેવળ માનવ-દેહની જ નહિ પરંતુ આધ્યાત્મિક ઉત્ક્રાંતિ,—ચેતનાની

ઉત્ક્રાંતિ, પણ:થયેલી છે.એમ લાગે છે. આ માન્યતાને પણ આધ્યાત્મિક અનુભૂતિની પ્રણાલીનો ટેકો મળે છે, કારણકે જે આદિ, અચેતન તત્ત્વમાંથી વિશ્વસમસ્ત ઉત્પન્ન થયેલું જણાય છે તેની: અચેતનતા કેવળ દેખાવ પૂરતી જ છે. એ અચેતનતાની અંદર અનંત શક્યતાઓ સહિત ચેતના અંતર્હિત છે. એ તિરોભૂત ચેતના મર્યાદિત નથી, તે વિરાટ છે, અનંત છે; તે પ્રચ્છન્ન હોઈ જાતે જ અચેતનતાના કારાવાસમાં પડેલ છે, અને છતાં એનાં ગહન ઊંડાણમાં પ્રત્યેક શક્યતા તે ધારણ કરી રહેલ છે. એ દેખીતી અચેતન અવસ્થામાંથી પ્રત્યેક શક્યતા ક્રમવાર પ્રકટે છે. આરંભમાં, પોતાની અંદર વાસ કરી રહેલ ચિન્મય તત્ત્વને સંપૂર્ણપણે ઢાંકી દઈને સુવ્યવસ્થિત દ્રવ્ય યાને પદાર્થતત્ત્વ પ્રકટ થાય છે. ત્યારપછી, વનસ્પતિમાં પ્રાણશક્તિનો આવિર્ભાવ થઈ પ્રાણીઓમાં વિકાસ પામતી મનોમય ચેતના જોડે એ પ્રાણ-શક્તિ સંધાય છે. છેવટે, માનવચેતનામાં મનોમયતાની ઉત્ક્રાંતિ થાય છે, તથા તે ભૂમિકા વ્યવસ્થિત બને છે. હવે ઉત્ક્રાંતિની આ નિસરણી – ચૈતન્યની આધ્યાત્મિક પ્રગતિની સીડી,–"માનવ" નામના અપૂર્ણ મનોમયતાવાળા પ્રાણી સુધી આવીને જ અટકી જાય છે? કે પછી, ઉત્ક્રાંતિનું રહસ્ય એટલે પુનર્જન્મોનો શ્રેણીબદ્ધ શૃંખલા પેઠે જોડાયેલો — અનુક્રમ: જન્મની અસારતા – નિરર્થકતા – સમજવા જેટલો વિકાસ પ્રાપ્ત કરવો એટલો જ તેનો હેતુ અને પરિપાક: અને અંતે જન્મનો સદંતર ત્યાગ કરી દઈ આદિ, અજન્મા સતમાં કે અસતમાં કૂદી પડી તેમાં લય પામી જવો એ

તેનો અંતિમ આદર્શ, એમ સમજવું? આપણે જેને 'મન' કહીએ છીએ તેનાથી ઘણી મહાન ચેતના અસ્તિત્વમાં હોય એ, કાંઇ નહિ તો, શક્ય તો છે જ; અને ચોક્કસ અવસ્થા પછી તેના અસ્તિત્વ વિષે આપણી પ્રતીતિ થાય છે. વળી એમ પણ જણાય છે કે ઉત્ક્રાંતિની નિસરણી પર મનોમય ચેતનાથી પણ ઊંચે ચઢવાથી એક એવી સ્થિતિને પ્રાપ્ત કરી શકાય છે, જ્યાં પદાર્થતત્ત્વની અચેતનતાનાં અને પ્રાણમય તથા મનોમય અવિદ્યાનાં બંધનો છૂટી જાય છે; એ સ્થિતિએ પહોંચતાં ચેતનાના એક નવા જ તત્ત્વનો આવિર્ભાવ શક્ય બને છે અને તેથી કરીને માનવના અંતરમાં અવિદ્યાનાં બંધનમાં પડેલો ભગવાનનો અંશ,–અંશત: અને અપૂર્ણ-પણે નહિ પરંતુ સમૂળગો અને સંપૂર્ણપણે, મુક્ત થઇ જાય છે. જ્યારે ઉપર જણાવી તે જ્ઞાનદૃષ્ટિ જાગે છે ત્યારે ઉત્ક્રાંતિની સીડીનું એક એક પગથિયું ચૈતન્યની વધારે ને વધારે ઉચ્ચ શક્તિના અવતરણને આભારી છે એમ જણાય છે. એવું અવતરણ થવાને પરિણામે, પાર્થિવ ચેતનાની સપાટી ઊંચે ચઢે છે,—એક નવીન તબક્કો, આ પૃથ્વી ઉપર તૈયાર થાય છે. પરંતુ ચૈતન્યની ઉચ્ચતમ શક્તિઓનું અવતરણ તો હજી થવાનું બાકી છે; એમનું અવતરણ થશે તો જ પાર્થિવ જીવનના કોયડાનો ઉકેલ આવશે તથા માનવનો આત્મા જ કેવળ નહિ પરંતુ તેની પ્રકૃતિ સુદ્ધાં મુક્તિને પ્રાપ્ત કરશે. અત્યાર સુધી આ સત્યનું દર્શન ચમ-કારા પેઠે થયેલું જણાય છે. અત્યારે એ સત્ય તેના સંપૂર્ણ પરિસ્ફોટન અને સાક્ષાત્કારને પ્રકટ કરવાની સ્થિતિને પ્રાપ્ત

થયું હોય એમ માનવું સકારણ લાગે છે. એ પ્રમાણે જો હોય તો પછી આપણી દુનિયામાં કલહનો, દુઃખનો અને અવિદ્યાનો ગમે તેટલો અસહ્ય બોજો ભલેને હોય તો પણ તેને અંતે ઉપર જણાવેલા ઉત્કૃષ્ટ ફળનો જો લાભ થવાનો હોય, તો પછી અત્યાર સુધીમાં જે ખમવું પડયું છે તેના બદલામાં જે વિજયશ્રી ભાવિમાં વરવાની છે તે જોતાં, સમર્થ અને સાહસિક પથિકોને (યાત્રીઓને) તેની એ કિંમત વધારે પડતી તો નહિ લાગે. ગમે તેમ હો, પરંતુ છાયા દૂર થવા માંડી છે; ઉપરથી કોઇ પણ દિવ્ય જ્યોતિ સૃષ્ટિ ઉપર ઝૂકી રહી છે અને એ જ્યોતિ દૂર, દૂર, સુદૂર, અવ્યવહાર્ય પ્રભા કેવળ નથી.

એ ખરું છે કે ઉપર જણાવેલી મીમાંસા છતાં પ્રશ્ન ઊભો રહે છે:— "વિશ્વમાં જે બધું છે તેની જરૂર શા માટે પડી?" આ બધા ઉત્ક્રાંતિના ગ્રામ્ય આરંભો શા માટે? આ લાંબી અને ઉત્પાતો ભરી ઉત્ક્રાંતિની યાત્રા શા માટે? ચેતનાની ઊર્ધ્વ ગતિ થવા માટે આવું ભારે, અને આપતાં કંટાળો ઉપજાવે તેવું મૂલ્ય આપવાની ફરજ શા માટે પડવી જોઇએ? અને જગતમાં અનિષ્ટ અને દુઃખ મુદ્દલે હોવાં જ શા માટે જોઇએ? આ પ્રશ્નો બાકી રહે છે, કારણકે પૂર્ણતા-વાળી, નિત્યમુક્ત, નિત્યશુદ્ધ, એવી દિવ્ય ચેતનાનું પતન — 'શા માટે' નહિ પરંતુ 'કેવી રીતે' થયું એ પ્રશ્નના ઉત્તરમાં જુદી જુદી આધ્યાત્મિક અનુભૂતિની પ્રણાલીઓ વચ્ચે સંગીન એકવાકયતા આવી રહેલી જણાય છે. નિત્ય, શાશ્વત, ભગ-વત્સ્વરૂપમાંથી — એક સનાતન અદ્વૈત તત્ત્વમાંથી, વિખૂટા

પડવાની ક્રિયાને પરિણામે ચેતનાનું એ અધઃપતન થયું છે: ભેદભાવ, જુદાપણું એ પતનનું કારણ છે. 'અહં'ભાવે જગતમાં પોતાની કામના અને સ્વચેતના ઉપર ભગવાન જોડેની પોતાની એકતા કરતાં, 'સર્વ' જોડેની પોતાની એકતા કરતાં,— વધારે ઝોક મૂક્યો તેથી એ પતન થયું એમ કહી શકાય. એટલે કે, વિધવિધ વિરાટ શક્તિઓનાં જૂજવાં કાર્યો વચ્ચે સંવાદ સ્થાપન કરનાર એક, પરમસત્તાના, એક પરમજ્ઞાન-શક્તિના, અને એક પરમજ્યોતિના કાર્યને બદલે દરેક બીજભૂત વિચારને, પ્રત્યેક શક્તિ–પ્રવાહને, પ્રત્યેક રૂપને, અનંત શક્યતા-ઓના ઢગલામાં પોતપોતાનું કાર્ય વિભિન્ન તપઃશક્તિવડે સાધ-વાની તક આપવામાં આવી જેને પરિણામે અન્ય વિચારો અન્ય શક્તિઓ સાથ તેને અંતે ઘર્ષણ જ થયું. જગતમાં જે દુઃખ અને અજ્ઞાન આપણને દેખાય છે તેનું સબળ કારણ ભેદવૃત્તિમાં, અહંભાવમાં, અપૂર્ણ ચેતનામાં તથા પોતાની જાતની અભિવ્યક્તિ કરવા મથતી વિખૂટી તપઃશક્તિઓના મિથ્યા પ્રયાસમાં–તેમની વચ્ચે થતા ઘર્ષણમાં–આપણને મળી રહે છે. એક વાર, એક પરમચેતનામાંથી જુદી જુદી ચેતનાઓ વિખૂટી પડી એટલે પછી અપરિહાર્યપણે તેઓ અજ્ઞાનમાં જઇ પડી. અને અજ્ઞાનની અંતિમદશા તે જ અચેતનતા થઇ. ગાઢ, અગાધ, અંધકાર ભરી જડતામાંથી–અચેતનતા-માંથી–આપણી પાર્થિવભૂમિકા જાગ્રત થાય છે, અને તેમાંથી એક આત્મતત્ત્વ વિકસે છે. એ આત્મા ઉત્ક્રાંતિવડે ગૂઢ દિવ્ય જ્યોતિ પ્રત્યે આકર્ષાઇને મહામહેનતે સચેતન બને છે, પોતે ગુમાવી દીધેલ પરમાત્મા જેમાંથી તે પોતે ઉત્પન્ન

થયેલ છે તેના પ્રત્યે તે ઊર્ધ્વગતિ કરે છે પરંતુ તેની એ ગતિ અંધગતિ હોય છે.

પરંતુ આ બધું થયું જ શા માટે? એ પ્રશ્ન પૂછવાની અને તેનો ઉત્તર આપવાની એક પ્રચલિત રીતનો તો આપણે શરૂઆતમાં જ છેદ ઉડાવી દઇશું. એ રીત એટલે માનવતાની રીત: માનવના અંતઃકરણમાં રહેલી નીતિની ભાવનાને થતા આઘાતને પરિણામે જાગતી બંડખોર વૃત્તિને, તિરસ્કારની કે ઘૃણાની વૃત્તિને તથા માનવપ્રકૃતિના લાગણીપ્રધાન ઝૂમાટાને આપણે એક બાજુ પર મૂકી દઇશું. કારણકે કેટલાક ધર્મોની એવી માન્યતા કે વિરાટથી પર, ચેતનાના પતનની ઘટનાથી પોતે સંપૂર્ણપણે અલગ એવી, કોઈ આપખુદ સત્તા,—કોઇ વ્યક્તિ-સ્વરૂપ શાસક, પ્રભુ, પોતાની તરંગી આજ્ઞાને પરિણામે ઉત્પન્ન થયેલાં પ્રાણીઓના ઉપર પાપ કરવાની-અને તેથી દુઃખ સહન કરવાની-ફરજ નાંખે છે એ સાચી નથી. આપણે જે ભગવાનને જાણીએ છીએ તે પોતે તો અનંત સત્ સ્વરૂપ છે, જેના અનંત આવિર્ભાવની અંદર સમગ્ર વિશ્વ-સર્વે પદાર્થો-ઉત્પન્ન થયેલ છે: અહીં આપણી સમક્ષ, આપણી પાછળ, સમગ્ર આવિર્ભૂત જગતને વ્યાપીને પોતાના અદ્વૈતવડે ભગવાન પોતે જ આ જગતને ધારણ કરી રહ્યો છે; અને અવિદ્યામાં થયેલા ચેતનાના પતનનાં સર્વ કાળાં પરિણામોનો ભાર પણ આપણી અંદર વાસ કરી રહેલ પ્રભુ જ વહન કરી રહ્યો છે. અવિદ્યાથી પર ભૂમિકામાં ભગવાન પોતે સનાતન, પૂર્ણ જ્યોતિરૂપે, આનંદરૂપે અને શાંતિરૂપે બિરાજે છે. તો

અહીં આ જગતમાં પણ તે હાજર છે,–તેની જ્યોતિ, તેનો આનંદ અને શાંતિ છૂપી રીતે સર્વેને ટકાવી રહેલ છે. આપણી પોતાની અંદર પણ કેન્દ્રીભૂત વ્યક્તિત્વ યાને જીવાત્મા વસે છે જે–પરમ પુરુષોત્તમ સ્વરૂપ ભગવાનની પેઠે–આપણી ચેતનાની સપાટી ઉપર કાર્ય કરી રહેલ ખંડ વ્યક્તિ સ્વરૂપોની શ્રેણીથી ઘણો જ મહાન છે, તથા એ ખંડ સ્વરૂપોને જે ફરજિયાત પરિણામો ભોગવવાં પડે છે તેમનાથી એ જીવાત્મા અભિભૂત થઇ જતો નથી. આપણા અંતરમાં વાસ કરી રહેલ, એ ઈશ્વરને આપણે શોધી કાઢી શકીએ, "આપણે" એટલે ભગવત્સ્વરૂપ જોડે આત્માની અને પ્રકૃતિની એકતાવાળું એ દિવ્ય સ્વરૂપ એવું જાણીએ તથા અનુભવીએ તો આપણે મુક્તિનું દ્વાર સર કર્યું ગણાય. અને એ સ્વરૂપમાં ચેતનાને ધારણ કરીએ તો આ જગતના વિસંવાદોની વચ્ચે પણ આપણે જ્યોતિર્મય, આનંદમય અને મુક્ત રહી શકીએ. આટલી તો આધ્યાત્મિક અનુભૂતિની જગતજૂની સાક્ષી આપણને મળી આવે છે.

# શ્રદ્ધા વિષે એક પ્રશ્ન
## અને
# તેનું સમાધાન*

**પ્રશ્ન:**—(૧) વિશ્વમાં બનતી સર્વે ઘટનાઓ તથા ક્રિયાઓની પાછળ ભગવાનની ઇચ્છા-તેની દિવ્ય તપઃશક્તિ-કાર્ય કરી રહી હોય છે. અને (૨) જગતમાં અત્યારે જે પ્રકારની અભિવ્યક્તિ થઇ રહી છે તેમાં ભગવાનની ઇચ્છા —તેની દિવ્ય તપઃશક્તિનું સ્વરૂપ વિકૃત થઇ જાય છે.

આ પ્રમાણે બે પરસ્પર વિરોધી વિચારોમાં મેળ કેવી રીતે મેળવવો?

**ઉત્તર:**— શ્રદ્ધા બે જાતની હોય છે: એક તો સમતાને પોતાની શક્તિવડે સાદ કરીને બોલાવી શકે તથા માનવમાં એ સમતાને સ્થાપન કરી શકે એવી શ્રદ્ધા. બીજા પ્રકારની શ્રદ્ધા સત્યનો સાક્ષાત્કાર કરવા માટે માનવના અંતરમાંથી સાદ કરે છે.

---

*શ્રીઅરવિંદના "Riddle of this World" નામના પુસ્તકમાંથી

આ બે પ્રકારની શ્રદ્ધા ભગવાનનાં બે જુદાં જુદાં સ્વરૂપો જોડે સંબંધ ધરાવે છે. એક બાજુએ ભગવાન પરાત્પર છે; બીજી તરફ પ્રભુ – વિરાટ – વિભુ – સ્વરૂપ છે.

સત્યનો સાક્ષાત્કાર કરવા પ્રેરતી તપઃશક્તિ ભગવાનના પરાત્પર સ્વરૂપમાંથી ઉદ્ભવે છે. અત્યારના સંજોગોમાં, ચાલુ પ્રવૃત્તિઓમાં વ્યવહારુ પરિણામો ઉપજાવવાં એ વિરાટ સ્વરૂપનું કાર્ય છે. આ જગતની પ્રત્યેક ગતિધારામાં તથા પ્રત્યેક પરિસ્થિતિમાં જે ઇચ્છા – જે તપઃશક્તિ – પ્રકટ થાય છે તે ભગવાનના વિરાટસ્વરૂપની હોય છે.

આપણી સામાન્ય ચેતનાને વિરાટસ્વરૂપની ઇચ્છા – તપઃશક્તિ – પોતાનું ધાર્યું કરવાને સ્વતંત્ર હોય એવી સત્તા તરીકે કાર્ય કરતી જણાતી નથી; એ તો સર્વ પ્રાણીઓદ્વારા, જગતમાં લીલા કરી રહેલ વિધવિધ શક્તિઓદ્વારા તથા એ શક્તિઓમાં કાર્ય કરી રહેલ નિયમો તથા તેનાં પરિણામો-દ્વારા કાર્ય કરે છે. જ્યારે આપણે સામાન્ય માનવચેતના-માંથી બહાર નીકળીને કોઇ ઊર્ધ્વચેતના પ્રત્યે ખુલ્લા થઇ શકીએ છીએ ત્યારે એ વિરાટની તપઃશક્તિ સ્વતંત્ર સત્તા તરીકે દખલ કરતી જણાય છે, અને શક્તિઓની સામાન્ય લીલાને બાજુ પર મૂકીને પોતાનું ધાર્યું કરતી આપણને દેખાય છે. ત્યારે જ આપણને જણાય છે કે વિરાટમાં કાર્ય કરી રહેલી વિધવિધ શક્તિઓની લીલાદ્વારા તથા તેમાં અનેક વિકારો થતા હોવા છતાં પણ વિરાટની તપઃશક્તિ પરાત્પર – પુરુષોત્તમની જ ઇચ્છાને સિદ્ધ કરવા તરફ પ્રયાણ કરતી હોય છે.

વિજ્ઞાનની દિવ્યચેતનાનો માનવ સાક્ષાત્કાર કરે અને તેની સિદ્ધિ પ્રાપ્ત કરે એવી પરાત્પર ભગવાનની ઇચ્છા—તપ:શક્તિ છે. આપણે એ દિવ્ય તપ:શક્તિને જીવનમાં બર લાવવાની છે. પરંતુ એ કાર્ય કરવાના સંજોગો નીચે પ્રમાણે છે: આપણી અત્યારની માનવચેતના ઊતરતા પ્રકારની હોઈ તેમાં રહેલું અજ્ઞાન, નિર્બળતાઓ તથા સ્ખલનોને પરિણામે તથા અરસપરસ ઝઘડતાં બળોની અથડાઅથડીને પરિણામે વસ્તુના સ્વરૂપનું આપણું જ્ઞાન વિકૃત થઇ જાય છે. દિવ્ય તપ:શક્તિને બર લાવવાનો પ્રયત્ન આપણે આવી પરિસ્થિતિમાં રહીને કરવાનો છે. આમ હોવાથી શ્રદ્ધા અને સમતા અપરિહાર્ય થઇ પડે છે.

આપણામાં એવી શ્રદ્ધા હોવી જોઇએ કે "મારામાં અજ્ઞાન, સ્ખલનો તથા દુર્બળતાઓ પુષ્કળ ભરી છે તે છતાં,—વિરોધી શક્તિઓ મારા ઉપર હુમલાઓ કરે છે તથા હાલ તુરતને માટે ચોમેર નિષ્ફળતા જ દેખાય છે તે છતાં પણ પ્રત્યેક પરિસ્થિતિમાં ભગવાનની દિવ્ય તપ:શક્તિ અંતિમ સાક્ષાત્કાર પ્રત્યે આપણને દોરી રહેલી છે." આવી શ્રદ્ધા આપણને સમતા પણ આપશે. જીવનમાં જે કાંઇ બને છે તેનો એ શ્રદ્ધા સ્વીકાર કરી લે છે—અલબત્ત, આખરી ઘટના તરીકે નહિ જ, પરંતુ આધ્યાત્મિક પ્રગતિને માર્ગે આવતી અંતરિયાળ પરિસ્થિતિ તરીકે. એવી શ્રદ્ધા એક વાર ચેતનામાં સ્થાપન થાય એટલે પછીથી તેનો આધાર લઇને બીજા પ્રકારની શ્રદ્ધા પણ સ્થાપન કરી શકાય. વિજ્ઞાનમય ચેતનામાંથી કોઇક જ્યોતિ એ શ્રદ્ધામાં પ્રવેશ

કરે અને એ શ્રદ્ધાને સક્રિય બનાવે તો વર્તમાન સંજોગોના ઉપર (પણ) તે વિજય મેળવી શકે છે, શું બનવું જોઇએ તે નિર્માણ કરી શકે છે, તથા પરાત્પર પુરુષોત્તમ ભગવાનની ઇચ્છાના સાક્ષાત્કારનું અવતરણ થવામાં સહાય કરી શકે છે.

વિરાટ–વિભુ–સ્વરૂપ–ની જે શ્રદ્ધા હોય છે તેની શક્તિ વિરાટની લીલાથી પરિમિત હોય છે. એ મર્યાદામાંથી સંપૂર્ણપણે મુક્ત થઈ જવા માટે માનવે પરાત્પર પુરુષોત્તમને પ્રાપ્ત કરવો જોઇએ.

# ૨૧. કનુ મુનશી

## "ગુજરાત–એક અને અવિભક્ત"

અનેક પ્રાંતીય વિવિધતાઓ છતાં હિંદની સાંસ્કારિક એકતા સ્પષ્ટ છે. હિંદની એ સંસ્કૃતિએ પ્રત્યેક પ્રાંતમાં વિશિષ્ટ સ્વરૂપ ધારણ કરેલું છે. આ રીતે દેખીતી વિવિધતા નીચે એકતાભર્યું પ્રજામાનસ આજે દેશની રાજકીય એકતામાં વધારો કરી રહ્યું છે.

"પ્રાંતીય અસ્મિતા તો રાષ્ટ્રિય જીવનની વિરોધી જ હોય"–"તેનાવડે સંકુચિત મનોદશા પોષાય છે" વગેરે ઘણા આક્ષેપો પ્રાંતીય અસ્મિતા સામે સાંભળીએ છીએ. એટલું જ નહિ પરંતુ કેટલાક પ્રાંતોમાં તેમની સચ્ચાઈના પુરાવાઓ પણ જોઇએ છીએ.

પરંતુ પ્રાંતીય સંસ્કારની કે પ્રાંતીય વ્યક્તિત્વની અસ્મિતા રાષ્ટ્રિય જીવનની હમેશાં વિરોધી જ હોવી જોઇએ એવું નથી; ઉલટપક્ષે, તે રાષ્ટ્રિયતાની પોષક પણ બની શકે. પ્રાંતીય અસ્મિતાનો અભાવ કાંઈ રાષ્ટ્રિયભાવનાનો કે અસ્મિ-

તાનો અચૂક પુરાવો પણ નથી. કેટલીક વાર તો એવી અસ્મિતાનો અભાવ વ્યક્તિત્વના અભાવને આભારી હોય એ તદ્દન સંભવિત છે. બંગાળમાં પ્રાંતીયતા છે, મહારાષ્ટ્રની પ્રાંતીય અસ્મિતા બહારનાને અગવડ ભરી લાગે એવી છે અને છતાં, એ બન્ને પ્રાંતોમાં રાષ્ટ્રિય જીવન પણ પ્રબળ વેગપૂર્વક આરંભથી જાગ્રત છે તે આપણે જાણીએ છીએ. આ પ્રમાણે સંકુચિત પ્રાંતીય અસ્મિતા રાષ્ટ્રભાવનાનો હમેશાં વિરોધ જ કરે એ સાચું નથી. પ્રાંતીય અસ્મિતાનાં દુષણોનો બચાવ કરવાનો કે તેનાથી રાષ્ટ્રહિતમાં ભવિષ્યમાં ઊભી થનારી અડચણોનો ઇન્કાર કરવાનો મારો મુદ્દલે ઇરાદો નથી. પ્રાંતીય અસ્મિતાના સંરક્ષક અને તેથી ઇષ્ટ અને ઉપયોગી તત્ત્વો ઉપર હું વાંચનારનું ધ્યાન ખેંચવા માગું છું. અને મારા મિત્ર રા. કનુ મુનશીની સાહિત્યસેવામાં એ ભાવનાઓનો તેમણે કેવા પ્રકારે સ્વીકાર કર્યો છે તે હું વાંચનારને દર્શાવવા માગું છું.

રા. કનુ મુનશી જાણે છે કે પ્રાંતીય અસ્મિતા ઐતિહાસિક સાતત્યનું, ભૌગોલિક રચનાનું તથા ભાષા અને સંસ્કારની એકતાનું સ્વાભાવિક પરિણામ છે. તેઓ માને છે કે એ પ્રમાણે હોય તેમાં કશું ખોટું નથી. રાષ્ટ્રિયતાના ધામ તરીકે જે ઇંગ્લાંડને આપણે વારેવારે આંગળી બતાવીએ છીએ તે ખુદ ઈંગ્લાંડમાં પણ વેલ્સ, સ્કૉટ, આયરિશ વગેરે પ્રાંતોની પોતપોતાની અસ્મિતા કેટલી જાગ્રત છે એટલું જ નહિ પરંતુ બર્મિંગહામ, સસેક્સ, સ્ટ્રફૈશાયર વગેરે જિલ્લાઓની પોતાની અસ્મિતા કેટલી જીવંત અને જાગ્રત છે તે જ્યારે

આપણે જાણીએ છીએ ત્યારે આપણા વિશાળ દેશમાં ઘડીએ ઘડીએ કાલ અને ઇતિહાસનાં બળોએ ઘડેલી આપણી પ્રાંતિક અસ્મિનાઓને ચીંધીને રાષ્ટ્રિય સ્વતંત્રતા માટેની આપણી અયોગ્યતા સિદ્ધ કરવા મથનાર ઉપર હસવું આવે છે. ખરી વાત એ છે કે જુદી જુદી પ્રાંતીય અસ્મિતાએ રાષ્ટ્રિય જીવનના પોષક, નહિ કે વિઘાતક, બનવું જોઇએ. રા. કનુ મુનશીની પ્રાંતીય અસ્મિતા એવી વિશાળ અને રાષ્ટ્રિય એકતાની પોષક છે.

આપણા ગુજરાતમાં કવિ નર્મદે "ગુજરાતી" તરીકેની નૂતન અસ્મિતાનો રંગ આપણા સાહિત્યને લગાડ્યો. તેણે "જય જય ગરવી ગુજરાત"નું સ્તવન કરીને જે ભાવના જાગ્રત કરી તેનો પડઘો તેના સમકાલીન લેખકોમાં બરાબર પડ્યો લાગતો નથી. "ધન્ય હો ધન્ય જ પૂણ્ય પ્રદેશ"— એમ "ગુણિયલ ગુર્જર" દેશનું જે જય ગીત (કવિ ન્હાનાલાલનું) આપણા સાહિત્યમાં સ્થાન લે છે તેમાં અને રા. કનુ મુનશીના "ગુર્જરરત્ન"માં પણ ભેદ છે, રાજકીય જીવનના કે રાષ્ટ્રજીવનના મહાન પ્રસંગો ઉપર ઘણી કવિતાઓ —તે પણ કેટલીક ઘણી ઉત્તમ પ્રકારની કવિતાઓ ત્યાર પછીના આપણા યુગમાં લખાઇ છે એ સાચું.

પરંતુ પ્રાસંગિક ભાવોદ્દીપન અને સતત હાજર પ્રેરક બળ એ બેમાં ફેર છે. ગુર્જરભૂમિ માટે કોમળ ભાવો હોવા, તેના ભાવિ માટે સુવર્ણનાં સ્વપ્નાં સેવવાં, તેનાં ગુણગાન કરવાં એ એક વાત છે, અને તેના ભૂતકાળમાં સામર્થ્યનું સિંચન કરી વર્તમાન આગળ ગૌરવશાળી ભૂતકાળનું સર્જન

કરી તેને પ્રેરણા પાવી એ જુદી વાત છે. રા. કનુ મુનશીની શૈલી તથા કળાના પ્રશ્નો બાજુ પર રાખીને એમ સમગ્ર સાહિત્યસૃષ્ટિમાં આ ગૌરવાન્તિત ગુજરાત ઘડવાની એમની અભિલાષા સતત કાર્ય કરતી આપણને જણાય છે. એમાં મળેલી સફળતા નિષ્ફળતા આંકવાનું કે ઇષ્ટાનિષ્ટનું મૂલ્ય આંકવાનું આ સ્થાન તેમ પ્રસંગ પણ નથી.

ગુજરાતની સાંસ્કારિક એકતા એ રા. કનુ મુનશીની સાહિત્યસેવાનું એક મૌલિક, પ્રેરક બળ છે. અને રાષ્ટ્રિય એકતા માટે રાષ્ટ્રમાનસમાં પણ એકતાની જરૂર આપણે સ્વીકારતા હોઇએ તો સાહિત્યમાં પ્રતિબિંબિત થતું રાષ્ટ્રમાનસ આપણે રાજકીય કાર્યો જેટલું જ અગત્યનું ગણવું જોઇએ. કવિ નર્મદના યુગમાં સ્વતંત્રતાની જે ઉત્કટ ભાવના સક્રિયરૂપે કેવળ સામાજિક જીવનમાં જ પ્રધાનપણે વ્યક્ત થતી તેનું સ્વરૂપ આજે એટલું તો વ્યાપક,–સર્વવ્યાપક–અને ઉગ્ર બન્યું છે કે તે અને આ જમાના વચ્ચે સરખામણી કરવી પણ નિરર્થક લાગે. છતાં, નર્મદને બાદ કરતાં ત્યાર પછીના લેખકોમાં રા. ગોવર્ધનરામભાઇને સરસ્વતીચંદ્ર ગુજરાતી અસ્મિતાનો અને એ રીતે ગુજરાતની અસ્મિતાનો બુલંદ અને કળામય સૂચક છે. પરંતુ બીજા લેખકોમાં તે મોટે ભાગે ગેરહાજર છે; અને જ્યાં હાજર છે ત્યાં પણ રા. કનુ મુનશીનાં લખાણોમાં છે તેવા સક્રિય અને સ્પષ્ટ રૂપમાં કે મુખ્ય નથી.

મહાકવિ પ્રેમાનંદના વખતમાં લોપાતી આવેલી ગુર્જર અસ્મિતા "શું શાં પૈસા ચાર" ને તેણે પોતાના મહા પ્રયાસોવડે ગૌરવાન્વિત કરી પરંતુ તે અને ત્યાર પછીના

યુગમાં જે રાજકીય શિથિલતા અને પરતંત્રતા ગુજર
ભોગવી તેને પરિણામે છેક અંગ્રેજી સત્તાના ઉદયને પરિણ
જ્યારે નવજીવનની જાગ્રતિ સમસ્ત ભારતમાં આવી ત્યારે ૧
ગુજરાતનું સ્વતંત્ર વ્યક્તિત્વ જ ક્યાં હતું? "ગાંડી ગુજર
–આગે લાત પીછે બાત" –એટલે સુધી ગુજરાતીઓ
શાખ ગઈ હતી! અરે! ૧૫ કે ૨૦ વર્ષ ઉપર પણ આપ
રાષ્ટ્રિય જીવનમાં હિંદના અન્ય પ્રાંતોની ગણત્રીમાં ગુજરાત
શો હિસાબ હતો? અને જે ઝાંખી, અસ્પષ્ટ એકતા હતી તેને પ્ર
કરે, આકાર આપી શકે અને સક્રિય તથા સચોટ બનાવે એ
નેતા પણ ક્યાં હતો? અંબાલાલભાઈ મોટા હતા, તે વખત
ગુજરાતના નેતા હતા, એ ખરું પરંતુ તે વખતનું ગુજરાત આજ
છે તેવું, વ્યક્તિત્વવાળું કે જાગ્રત ક્યાં હતું? અને અંબાલાલભ
ગોખલેની કે સુરેન્દ્રનાથની સમાનકક્ષામાં દેશના જીવન
ગણાતા ન હતા. લોકમાન્ય તિલક જેમ મહારાષ્ટ્રી થઈને =
રહીને પણ આખા દેશને દોરી શક્યા તેમ અંબાલાલભ
કરી શકે તેમ હતું નહિ. તે સમયે ગુજરાતે જગતને પોત
પ્રતિનિધિ તરીકે કોઈ મહાપુરુષ આપ્યો હોય તો એક
નરવીર તે સ્વામી દયાનંદ સરસ્વતી.

અને ત્યારપછી સમસ્ત હિંદને અને જગતને ગુજ
આપ્યા મહાત્મા ગાંધી.

ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં ગુજરાતના રાજક
સામાજિક સમગ્ર સાંસ્કારિક વ્યક્તિનું ગૌરવ જોનાર, વાંછ
અન્યને દેખાડવા પ્રયત્ન કરનાર અને પોતાની સાહિ
સેવાના એક સતત જાગ્રત પ્રેરકબળ તરીકે સક્રિય કર

કોઇ હોય તો રા. કનુ મુનશી છે. રા. મુનશી પોતે 'ગુજરાતી' છે એમ જાહેર કરવા માગે છે, જાહેર કરવામાં ગૌરવ લે છે. બીજાઓને ગૌરવ લેવાને આમંત્રણ કરે છે. એ ગૌરવને સાચું ઠરાવવાને મહાન આદર્શનું અનુસરણ કરવાને તે નૂતન ગુજરાતને સાદ કરે છે. ઇટલીમાં જઇને વિધવિધ મૂર્તિઓ જોઇ પોતાનાં આપ્તજનોમાં અર્ધહાસ્ય અને અર્ધગંભીર ભાવે "સન્નારીઓ! ધારો કે ગુજરાતમાં એક નેપોલિયન જન્મે અને પાંચ લાખ ગુર્જરવીરોનું સૈન્ય લઇને ઇટલી ઉપર સ્વારી કરે, ભરૂચના લલ્લુભાઇના ચોકમાં વિજેત્રી વીનસનું અને માણેકચોકમાં વીનસ ડી. મીલોનું પુતળું ઊભું કરે..." એ ઉક્તિ રા. કનુ મુનશીના માનસની એક ઊંડામાં ઊંડી ભાવના વ્યક્ત કરે છે એમ મારૂં માનવું છે.

મજબૂત શરીરનો છોટાલાલ શાહ તેમના જાણવામાં આવે એટલે "ગુજરાતણને પેટે સેન્ડો અને રામમૂર્તિ આજે પણ પાકે છે એવી સગર્વ લાગણી તેઓ અનુભવે, કોઇ પ્રવૃત્તિ આપણા જ પ્રાંતમાં પ્રથમ થતી જુએ તો 'ગુજરાતી' તરીકે તેને 'પોતાની' ગણવાનું રા. કનુ મુનશીનું માનસ છે. અને એમના જાહેર જીવનની કેટલીક ન સમજાય એવી હકીકતોની સમજૂતી એમના એ પ્રખર ગુર્જરપણામાં છે એમ મને લાગે છે. બુદ્ધિ ભલે ગમે તે બતાવે પરંતુ 'મારા' ગુજરાતના બારડોલી તાલુકામાં ખેડૂતો વીરનરો પેઠે સજ્જ થઇ જગતના એક મહાન સામ્રાજ્યને પડકાર કરે ત્યારે મારાથી બેસી કેમ રહેવાય?" આ પ્રશ્નમાં વ્યાવહારિક ડહાપણ, મુત્સદીની કુનેહ, તાત્કાલિક જરૂરિયાત અને લાભા-

લાભની ગણત્રી બધું જ ધસડાઇ જાય અને એમના પોતાના મિત્રો મશ્કરી કરતા હોય ત્યારે રા. મુનશી વ્યાસપીઠ ઉપર ચઢીને હિંમતભેર જાહેર કરે, કે "હું બદલાયો છું અને હું મગરૂર છું કે હું બદલાયો છું." "આજે ગુજ-રાતણને પેટે જન્મેલો કોઇ ગુર્જર બીજું વલણ ધારણ કરી શકે જ નહિ."

અને ધંધાના કાર્યમાં પૈસા કમાવા પાછળ પોતાની શક્તિઓનો વ્યય કરતા મુનશી ક્યારે ગુજરાત વિદ્યાપીઠની યોજનાને તેમના સ્વાભાવિક વેગપૂર્વક ઉપાડી લઇ વડોદરા કે અમદાવાદમાં એકાદ વિદ્યાપીઠ સ્થાપના કરવામાં ભાગ લેશે ? "ક્યારે એક સ્થળે બેસી જઇને સાહિત્યની અધિકારી દેવીને તેઓ પોતાની અનન્ય ભક્તિ અને સેવા અર્પણ કરશે ?" "ગુજરાત સાહિત્ય પરિષદમાં સહકારનું અને સહવીર્યનું વાતાવરણ સ્થાપન કરી ક્યારે તેને એક જીવંત સંસ્થા બનાવવામાં પોતાનો મૂલ્યવાન ફાળો આપશે ?" એવા પ્રશ્નો કરનારા મિત્રો અને શુભચિંતકો વિચારતા હતા ત્યારે હિંદ સમસ્તના અજોડ નેતા મહાત્મા ગાંધીનો સાદ થતાં સાહિત્યના ક્ષેત્રની મર્યાદા વટાવી રાજકીય કાર્યમાં પ્રવેશી ચૂકેલા મુનશીએ રાષ્ટ્રબલિદાનના મહા યજ્ઞમાં ઝંપલાવ્યું. ગૌરવભર્યા બૃહત્ ગુજરાતનાં સ્વપ્નાં જોતા ગુર્જર ભૂમિના પ્રેમી સાક્ષરે વર્તમાન ગુજરાતને ગૌરવશાળી કરવા પોતાનું સર્વસ્વ હોમ્યું.

હજારોએ આત્મભોગ આપ્યો છે. બલિદાનની મહત્તા તેના સ્થૂળ સ્વરૂપમાં નહિ પરંતુ ભાવનાની વિશુદ્ધિમાં છે, અને કોઇનું બલિદાન મોટું નાનું કહેવાનો હક્ક કોઈ

માનવને નથી. પરંતુ સાહિત્યકોમાં રા. રામનારાયણ પાઠક, રા. ઝવેરચંદ મેઘાણી તથા રા. હરિહર ભટ્ટ વગેરેના ત્યાગ કરતાં રા. કનુ મુનશીનો ત્યાગ જૂદા પ્રકારનો છે. તે પ્રથમ તો રા. કનુ મુનશીના માનસનું ઘડતર જૂદા પ્રકારનું છે તેથી અને બીજું કે ગુજરાતની મહત્તાનો ઉદ્દેશ પ્રધાન-પણે પોતાની સમક્ષ રાખીને કોઇએ બલિદાન આપ્યું હોય તો સાહિત્યકોમાં મને લાગે છે કે રા. કનુ મુનશી એકલા છે. એમાં મને એમની વિશિષ્ટતા જણાય છે. ગવર્નર ઉપર રાજીનામાનો પત્ર લખ્યો છે તેમાં પણ "મારો ગુજરાત જ્યારે સ્વતંત્રતા માટે મોરચા બાંધી બેઠો હોય ત્યારે સાહિત્યદ્વારા તેના ગૌરવનાં સુવર્ણ સ્વપ્નાં જોનારો હું હાથ જોડીને બેસી કેમ રહી શકું?" એ પ્રમાણે તેમણે લખ્યું તે પણ એ ભાવનાનો જ પ્રતિધ્વનિ છે.

અર્થાત્–ગુજરાતની મહત્તા સાધવા માટે સિદ્ધાંતોના, વિચારોના અને ધોરણના ભેદ સહી લેવાને તેઓ તૈયાર છે અને સાહિત્યકારે તો જીવનના તુમુલ મંથનોમાંથી વેગળા જ રહેવું જોઇએ એવું એક વખત મનાતું તેનો સચોટ રદીઓ રા. કનુ મુનશીનું બલિદાન પૂરો પાડે છે. મહાત્માજી પ્રત્યેની એમની ભક્તિ પણ મને તો લાગે છે કે, એમના આદર્શનો બુદ્ધિપૂર્વક સ્વીકાર કરવાને પરિણામે જન્મેલી નથી પરંતુ "મહાત્માજી જેવા એક અદ્વિતીય કર્મવીર ગુજરાતી જ્યારે સાદ કરે ત્યારે આપણા વિચારો ગમે તે હોય, આપણી બુદ્ધિમાં તેમનો વાદ ઉતરે વા ન ઉતરે પરંતુ સમસ્ત ગુજરાત અને હિંદ જ્યારે તેમને પગલે ચાલી રણે ઝૂકાવે

ત્યારે બીજું બધું બાજુએ રાખીને સિપાહીગીરીમાં ગુજરાતના ગૌરવનાં સ્વપ્નાં જોનાર સાહિત્યકની શોભા છે" એવું કાંઈક માનસ રા. કનુ મુનશીનું હોય એમ લાગે છે. નહિ કે સમગ્ર હિંદ પ્રત્યે તેમનો પ્રેમ ઓછો છે. પરંતુ તેઓ જાણે છે કે "ગુર્જરત્વ" હિંદીત્વનો વિરોધી નહિ પરંતુ પોષક અને પૂરક છે, એટલું જ નહિ પરંતુ જ્યાં સુધી એવી અસ્મિતા પ્રકટી નથી ત્યાં સુધી હિંદીત્વનો દાવો કરવો ઘણે અંશે પોકળ જ નિવડશે.

"ગુજરાત, એક અને અવિભક્ત"—ની ભાવનાનો સાહિત્યમાં અને જીવનમાં સક્રિય કરવા મથનાર રા. મુનશીએ પોતાના બલિદાનથી પોતાની ભાવનાભક્તિનું ઉદાહરણ ગુજરાત આગળ મૂક્યું છે અને એમની નાજુક — લગભગ નિર્બળ કહીએ તો પણ ચાલે — શારીરિક પ્રકૃતિ તરફ જોતાં એમણે દાખવેલી હિંમત અને ભાવનાભક્તિ માટે માન થયા વિના કેમ રહે?

છેવટે આશા રાખીશું કે રા. કનુ મુનશીએ આરંભેલો ત્યાગ ઉત્તરોત્તર વધુ ફલદાયી કાર્યક્ષેત્રોમાં — અને ખાસ કરીને ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં — ઉત્તરોત્તર વિકાસને પ્રાપ્ત કરે — અને ગુજરાત એમનામાં હજી વધારે ગૌરવ લે એવી કૃતિઓ એમના દ્વારા કરાવે.*

---

* રા. મુનશી જેલમાં ગયા ત્યારે લખાયેલો અને 'ગુજરાત'માં છપાયેલો.

# સ્થળમાં પદાર્થનો વિસ્તાર

## તે માપવાનું ચોથું સાધન યાને ચોથું દિશામાન

લેખનું મથાળું વાંચીને તમને હસવું તો આવશે, અને તત્ત્વજ્ઞાનના ગંભીર વિષયને એવા હાસ્યથી વધાવવામાં વાંધો નથી. પરંતુ તેને હસી કાઢી શકશો નહિ, એટલું યાદ રાખજો.

તમે કહેશો કે વિસ્તાર માપવાનું ચોથું સાધન એટલે શું? પરંતુ એમ ઉતાવળે કંઇ સમજણ પડે નહિ, સમજ્યા. પ્રથમ તો તમારી પાસે વિસ્તાર માપવાનાં ત્રણ સાધનો છે. તે તમે જાણો છો? તમારામાંથી ઘણા પોતાની નિશાળની ભૂમિતિ, ઘનફળ અને ક્ષેત્રફળ ભૂલી ગયલા હોવા જ જોઇએ —નહિ તો ભણવાનો ઉપયોગ પણ શો? જુઓ, લંબાઇ, પહોળાઇ તથા ઊંચાઇ એ ત્રણ વિસ્તાર માપવાનાં સાધનો આજે તમારી પાસે છે. હવે આજના ગણિતશાસ્ત્રીઓ કહે છે કે એક ચોથું સાધન પણ અસ્તીત્વ ધરાવે છે. પરંતુ તેને તમારે જરા મહેનતવડે જાણવું પડે તેમ છે.

આખી દુનિયાના પદાર્થો લઇને તમે તેના ત્રણ વર્ગ પાડી દઇ શકો તેમ છો. લીટીઓનો વિસ્તાર એક જ દિશામાં

થયલો હોય છે – પાતળા માણસો પેઠે – એટલે તેમને લંબાઈ હોય છે, પરંતુ પહોળાઈ હોતી નથી. એ એક વિસ્તારવાળી ચીજ થઇ.

હવે નિસરણી લ્યો. એને લંબાઈ અને પહોળાઇ બે હોય છે. એટલે તે બે વિસ્તારનાં સાધનોવાળી વસ્તુ થઇ. પાટીઆની સપાટીને પણ લંબાઇ અને પહોળાઈ બંને હોય છે; વળી તમારી ભીંતો અને ટેબલો અને ખાટલાઓની સપાટીને લંબાઇ અને પહોળાઇ બે હોય છે. એ બધી બે વિસ્તારનાં સાધનોવાળી વસ્તુઓ થઇ.

ત્યાર પછી મકાન તૈયાર થતું હોય ત્યાં પથ્થરના ચોરસ કડકા પડ્યા હોય છે તે — એ બધા ઘન કહેવાય છે, એટલે કે તેમને હોય છે લંબાઈ, પહોળાઇ લો અને ઊંચાઇ. આવી વસ્તુઓ ત્રણ વિસ્તારવાળી ગણાય.

અત્યાર સુધી દુનિયામાં એમ જ મનાતું આવ્યું છે કે આ ત્રણ માપમાં દુનિયાની દરેક વસ્તુ આવી જ જવી જોઇએ, અને તેમના સિવાય વસ્તુઓનો વિસ્તાર જાણવાનું કોઇ પણ સાધન માણસ પાસે નથી. પરંતુ કાળા માથાનો માનવી શું નથી કરી શકતો? સૌથી પ્રથમ તો તે પોતાના બાપદાદાઓના જુના વિચારોને તિલાંજલિ આપી તેમનું શ્રાદ્ધ કરવામાં બહુ શૂરો દેખાય છે! અને અશક્યને તે શક્ય બનાવે છે.

હવે આજકાલ ગણિતશાસ્ત્રીઓ કહે છે કે એ ચોથું સાધન છે માટે જ તમે આ ત્રણે પ્રકારે વિસ્તારને જાણી શકો છો. તમે પૂછશો કે એ ચોથું સાધન કયું? ક્યાં છે? — જરા ધીરજ રાખશો તો તેનો પણ ઉકેલ મળશે.

ઉપર જે ત્રણે વિસ્તારો ગણાવ્યા તેમાં ભૂલ છે તે તમે જોઇ નથી. એક સ્લેટ લઇને સીધી લીટી તેના ઉપર દોરો. હવે લીટીની વ્યાખ્યા શી છે? લીટી તે છે કે જેને લંબાઇ છે પણ પહોળાઇ નથી. પરંતુ તમે લીટી દોરો તેને થોડી ઘણી પણ પહોળાઇ તો છેજ. એટલે ખરું જોતાં દોરેલી લીટીમાં લંબાઇ અને ઘણીજ થોડી પહોળાઈ એમ બે માપ થયાં! હવે કાગળ લઇને તેના ઉપર એક ચોરસ કે વર્તુળ દોરો. તમે કહેશો કે તેનો વિસ્તાર લંબાઈ અને પહોળાઈથી મપાય છે. પરંતુ એ તદ્દન સાચું નથી. કારણકે કાગળ સિવાય તમારો ચોરસ કે વર્તુળ ક્યાં રહેશે? અર્થાત્ તેમને પણ થોડી જાડાઇ અથવા તો ઊંચાઈ હોવાની એટલે જે વિસ્તાર બે દિશામાં છે તેના માપમાં ત્રણ દિશાનું માપ આવવાનું જ.

હવે જરા આગળ જઇને તર્ક કરીએ. લંબાઇ, પહોળાઇ અને ઊંચાઇ એ ત્રણ દિશામાં વિસ્તારવાળા પદાર્થો પણ ખરું જોતાં કોઇ ચોથી દિશામાં અસ્તીત્વ ધરાવતા હોવા જોઇએ, કારણકે લીટી જે કેવળ લંબાઈ છે તેને થોડી પહોળાઈ હોય છે. ચોરસને થોડી જાડાઈ હોય છે. તો પછી ઘન પદાર્થને ચોથું માપ શા માટે ન હોય?

એ ચોથા વિસ્તારની દિશા કઇ હોઈ શકે એવો સવાલ પણ તમે કરવાના માટે આગળથી તેનો ઉત્તર આપવો યોગ્ય છે. તમે જે ત્રણ માપ જાણો છો એની મદદવડે આ દુનિયાના કોઇ પણ પદાર્થનું સ્થાન તમે નક્કી કરી શકો તેમ છો. તમારા કપાળમાં ચાંલ્લો છે તે આપણા વિશાળ

સ્થળમાં ક્યાં આવી રહેલો છે તે જાણવું હોય તો તમ
એક ટપકું લઇને પરસ્પર કાટખૂણે ત્રણ લીટીઓ લેવા
તમે તે જાણી શકશો. પરસ્પર કાટખૂણે હોય તેવી ત
લીટીઓ એટલે લંબાઇ, પહોળાઇ અને ઊંચાઇ.

હવે, આપણા ચોથા સાધનની દિશાની જે વાત ઉ
કરી તેમાં ત્રણને બદલે ચાર લીટીઓ પરસ્પર કાટખ
મળવી જોઇએ. તમને નવાઈ લાગશે અને અશ્રદ્ધા તો ક
પરંતુ ચાર લીટીઓ પરસ્પર કાટખૂણે મળી શકવી જોઇ
—ગણિતની દૃષ્ટિએ. પરંતુ એ ચોથી લીટીની દિ
કઇ? વળી એવી દિશાના શા ગુણો હોઇ શકે?
પ્રશ્ન પણ સ્વાભાવિક રીતે થવાનો. પરંતુ ઝીણી બુદ્ધિવા
ગણિતશાસ્ત્રીઓને એ બધા નડતા નથી. તેઓ તો તુ
બધું સમજી જાય છે. એ દિશાનો, અને માપના
નવા સાધનનો એ પ્રમાણે ખ્યાલ આપી શકાય ત
નથી. અરે! ગણિતમાં ચોકસાઇનો સર્વસામાન્ય ગુણ
પરંતુ એના જેવું અચોક્કસ શાસ્ત્ર બીજું ભાગ્યે જ હ
ગણિતમાં બિન્દુની વ્યાખ્યા જુઓ, લીટીની વ્યા
જુઓ, તો તમને અશક્ય જ લાગશે. બિન્દુ સ્થળ
હોય છે ખરું પણ તેને લંબાઇ, પહોળાઈ કે જાડાઇ હો
નથી! એનો શો અર્થ? ગણિતમાં તો શૂન્ય – મીંડ
પણ કિંમત હોય છે! એકડા પાછળ મીંડાની કિં
તો આપણે બધા જ જાણીએ છીએ પરંતુ એ
વગરના મીંડાની કિંમત ગણિતશાસ્ત્રીઓ જાણે છે! ર
તેઓએ કાલ્પનિક સંખ્યા ઉપર તો એક ગણત્રીશાસ્ત્ર ક

ડ્યું છે અને –૧નો એટલે રૂણ ૧નો ઘનમૂળ કઢાડવા તેઓ લઢી મૂઆ છે. એટલે જેમની કલ્પનાશક્તિ સંખ્યાને પણ અવગણે એવા ગણિતશાસ્ત્રીઓને બહુ સતાવવાથી કંઇ આપણને વધારે સમજણ પડે તેમ નથી. ઉલટા આપણે ગણત્રીની ખાડમાં એટલા તો કળી જવાનો ભય છે કે છેવટે આપણે શેની શોધ કરવા માંડી હતી તે જ સમૂળગું ભૂલી જવાય!

માટે આપણે સાધારણ જીવનમાંથી જ સરખામણીઓ શોધી લઇ ગણિતને બાજુ ઉપર જ રાખીશું. આગળ આપણે જોયું કે લીટી એટલે લંબાઇ. હવે લીટીની લંબાઈ કાટખૂણે ગતિ કરે તો આપણને ચોરસ મળે. અને એક સમચોરસ પોતાની જ આકૃતિને કાટખૂણે ગતિ કરે તો? તો એક ઘન પદાર્થ બને.

હવે, જો એક ઘન પદાર્થ પોતાની ત્રણે બાજુઓ, કાટખૂણે ગતિ કરે તો આપણને ચોથું સાધન મળે! હજી તમને સમજણ નથી પડી, ખરું? ફરીથી જુઓ. લીટીના છેડા એટલે બે બિન્દુઓ. સમચોરસને છેડે ચાર લીટીઓ હોવાની, અને એક ક્યુબ — ઘનચોરસને છ સમચોરસ સપાટીઓ હોય છે. સમચોરસને ચાર ખૂણાઓ હોય છે. જ્યારે ઘનચોરસને આઠ ખૂણાઓ અને બાર અણીઓ હોય છે. હવે, ઘનચોરસનો જે આકાર ચોથા માપમાં હશે તેને સોળ ખૂણાઓ, બત્રીસ અણીઓ (ધારો), ચોવીસ સમચોરસ સપાટીઓ અને આઠ ઘનચોરસો હોવા જોઈએ!

તમે કહેશો — અધધ! પણ સાહેબ, આ તો ગણત્રીની વાત છે. એમાં ક્યાં ગાંઠમાંથી ઉમેરી શકાય તેમ છે? તમે

જેને સમચોરસ કહો છો તે આકાર ખરું જોતાં શું છે? બે લીટીઓ પરસ્પર કાટખૂણે રાખી તેને ચારે બાજુથી બાંધી લ્યો એટલે સમચોરસ થયો. પરંતુ ખરું જોતાં સમ-ચોરસ એટલે ઘનચોરસમાંથી કાપેલું એક ચોસલું. અને આપણે જેને ઘનચોરસ એટલે કે પથ્થરની મોટી ખંભી યા તો મલબારી સાગનો ઘનચોરસ ફૂટ કહીએ છીએ તે ચોથા વિસ્તારમાં રહેલી કોઇ વસ્તુનું ચોસલું હોવો જોઇએ! આ તો તર્કની સચોટ દલીલ છે — તમને ભલે સમજાય નહિ!

વધારે સમજાવવાનો પ્રયત્ન કરવો જરૂરી છે એટલે આપણે કલ્પનાની મદદ લઇશું તો વાંધો નથી. ત્યારે ધારો કે, દુનિયામાં બધાં એવાં પ્રાણીઓ વસે છે. જેમને સપાટી સિવાય બીજી જાતના માપનું જ્ઞાન નથી, એટલે કે તેઓ લંબાઇ અને પહોળાઇને જ જાણી શકે એવાં પ્રાણીઓ છે — એવાં પ્રાણીને ઘન પદાર્થનો ખ્યાલ જ નહિ આવવાનો એટલે કે એને મન "ઉપર" અને "નીચે" એવું કશું હોઇ શકે નહિ. તેની તો આખી દુનિયા સપાટીઓની બનેલી હોવાની. સપાટીની લીટી આગળ આવીને તે અટકી જવાનો; કૂદકો મારીને કે લીટીને કાપીને તે પેલી પાર જઇ શકવાનો નહિ; કારણકે કૂદકો મારવા માટે "ઊંચાઇ"ના ખ્યાલની જરૂર છે અને લીટીને કાપવા માટે જાડાઇના ખ્યાલની જરૂર છે! એ બન્ને તે બિચારાને હોતાં નથી!

હવે, એના ઘરમાંની વસ્તુઓ સપાટીમાં લીટીઓવડે બંધ કરેલી હોવાથી એની જાતનો કોઇ પણ માણસ તે લઇ જઇ શકશે નહિ. પરંતુ; તમે તે લઇ જઇ શકો. કારણકે

સપાટીની વચ્ચે હાથ મૂકી, વસ્તુને તમે અદ્ધર ઉઠાવી લઈ બીજી સપાટીમાં મૂકી શકો.

હવે, એ જ પ્રમાણે ધારો કે આપણી લંબાઇ, પહોળાઇ અને ઊંચાઈથી સ્વતંત્ર એવી ચોથી દિશામાં પ્રાણીઓ વસે છે! — તમે ગભરાશો નહિ, આ તો આપણે "ધારીએ" છીએ,— તો તેને આપણે જે વસ્તુ ગુપ્ત માનીએ છીએ તે બધી હાજરાહજુર દેખાવાની! એટલે આપણાં બંધ બારણાંઓમાં થઇને તે આવજા કરી શકે! છતાં તમારાં તાળાં, સાંકળો સલામત રહે! તમારા ટેબલમાં પડેલી વસ્તુઓને જોઇ શકે અને બેંકમાં મૂકેલાં તમારાં નાણાં તે જાણી શકે! જેમ સપાટીમાં રહેનાર પ્રાણીના ઘરમાંથી વસ્તુને તમે સપાટી ઉપરથી એક વાળ જેટલી ઊંચી કરો તો તે અદૃશ્ય થઇ જવાની (સપાટીમાં રહેનાર પ્રાણીને માટે), તેવી જ રીતે ચોથી દિશામાં રહેનાર પ્રાણી, જો આપણી ઘન વસ્તુઓને તેની દિશામાં એક વાળ કરતાં પણ ઓછી ખસેડે તો? — તો તે અદૃશ્ય થઇ જાય!

તમે કહેશો કે આવાં શેખચલ્લીનાં ગપ્પાં હાંકેથી કાંઇ પુરાવા મળી શકે? પરંતુ બાબત તમે ધારો છો એટલી પાયા વિનાની નથી. હૈદરાબાદ સ્ટેટના એક સરદારની સ્ત્રીને સંતાનો થાય છે તે અજાયબી ભરેલી રીતે અલોપ થઇ જાય છે. સરદાર બિચારો કાયર કાયર થઇ ગયો. તેણે પણ ઉપાયો લેવામાં કચાશ રાખી નહિ. ડૉક્ટરોની દવાઓ તો અજમાવી જ. સાથે સાથે સાધુ-ફકીર પણ અજમાવ્યા. મંત્રનો આશ્રય પણ લીધો પરંતુ કશાથી કાંઈ વળ્યું નહિ. છેવટે તા. ૨૯મી નવેમ્બર ૧૯૨૬ને રોજ તેની પત્નીની

છેલ્લી સુવાવડનો અહેવાલ "હિંદુ"માં પ્રગટ થયો છે. તે ઉપરથી જણાય છે કે સરદારના કુટુંબના માણસો તો દર વખતે આ ચમત્કારિક બનાવ બનતો હોવાથી સાવચેત હતાં જ, પરંતુ આ વખતે તો આખું ગામ ચોકી કરવાનું કામ કરતું હતું! છતાં સરદારની પત્નીનું બાળક અલોપ થયું!

ગણિતશાસ્ત્રીઓ કહી શકે કે એ કામ પેલા ચોથી દિશામાં રહેનાર કોઇ પ્રાણીનું હોવું જોઇએ! એવું પ્રાણી ઓપરેશન કર્યા વિના તમારા હૃદય આગળ પહોંચી જઇ શકે અને વ્યાધિ મટાડી દઇ શકે યા તો વધારી આપે. એવું પ્રાણી ઈંડાને ભાગ્યા વિના અંદરથી સર્કો કહાડી લઇ શકે યા તો બાટલીનું બૂચ ઉઘાડ્યા વિના તેમાં રાખેલી વસ્તુ કહાડી લઈ શકે.

આ તો જાદુની વાત થઈ—એમ તમે ફરિયાદ કરશો. માટે હવે રસાયણશાસ્ત્રના એક બે દાખલાઓ આપીશું. એક સપાટીમાં ફક્ત ત્રણ બિંદુઓ જ એકબીજાથી સરખાં દૂર રહી શકે. એટલે સમાન બાજુવાળા ત્રિકોણનાં ત્રણ બિંદુઓ જ એકબીજાથી સરખાં દૂર છે. તે જ પ્રમાણે ત્રણ માપવાળા આકારમાં ચાર બિંદુઓ પરસ્પર સરખે અંતરે આવી શકે—એટલે કે ઘનચતુષ્કોણની ચાર ટોચો. હવે એક ડગલું આગળ જઈને અનુમાન દોરીશું. તો જણાશે કે ચાર માપવાળા વિસ્તારમાં પાંચ બિંદુઓ પરસ્પર સરખે અંતરે આવેલાં હોઈ શકે, એનાથી વધારે બિંદુઓ સરખે અંતરે આવી શકે નહિ!

હવે રસાયણશાસ્ત્રમાં કેટલીક જાતના દારૂમાં પરમા-

ણુઓનું પ્રમાણ કાર્બન ૫, હાઇડ્રોજન ૧૨, અને ઓક્સિજન એક એ પ્રમાણે હોય છે. પરંતુ તત્ત્વોનું અને પરમાણુઓની સંખ્યાનું પ્રમાણ એક જ હોવા છતાં દરેક દારૂ જુદા પ્રકારનો હોય છે! આ શાથી બની શકે છે? રસાયણશાસ્ત્રીઓ કહે છે કે કાર્બનનાં પાંચ પરમાણુઓ જુદી જુદી રીતે દરેક પદાર્થમાં ગોઠવાય છે તેથી જુદા જુદા પદાર્થો બને છે.

વળી ટાર્ટારિક એસિડમાં બે જાત હોય છે. તેમાં કશો સમૂળો તત્ત્વોનો ભેદ કે સંખ્યાનો ભેદ હોતો નથી; ફક્ત અણુ પરમાણુની સ્થિતિના ભેદને લીધે બે જાતના એસિડો બને છે. અને નવાઇની વાત તો એ છે કે એકમાંથી બીજામાં તમે ટાર્ટારિક એસિડને ફેરવી નાંખી પણ શકો — અને તેમાં કશો જ સમૂળો ફેરફાર કર્યા વિના જ — આ શાથી બની શકે છે? ગણિતશાસ્ત્રીઓ કહે છે કે જમણી બાજુને ડાબી અને ડાબીને જમણી બનાવવાનો ગુણ ચોથા વિસ્તારમાં છે. ત્યાં આગળ ગતિ કરતાં આપણે જેને "જમણું" કહીએ છીએ તે આપણે જેને "ડાબું" કહીએ છીએ તેવું બની શકે છે. દારૂ અને ટાર્ટારિક એસિડના પ્રમાણોથી ચોથા વિસ્તારમાં અણુઓની ગતિ અને તેને લીધે નીપજતાં પરિણામ આપણને જણાય છે.

એ વાતને દૂર મૂકતાં આપણા જીવનમાં પણ આપણે એ ચોથા વિસ્તારને "કાળ" તરીકે જાણીએ છીએ તેના ઉપર વાંચનારનું લક્ષ ખેંચવું જરૂરનું છે. તમારૂં સમગ્ર સ્વરૂપ ચોથા વિસ્તારવાળા સ્થળમાં છે અને આ ત્રણ વિસ્તારવાળા સ્થળમાં તમારૂં તે સમગ્ર સ્વરૂપ વિધવિધ ખંડ

સ્વરૂપો ધારણ કરી કાળનો આશ્રય લઈ વ્યક્ત થાય છે. દાખલા તરીકે, તમે બાળક હતા; તે પછીથી નિશાળે જઇ નિશાળીઆ થયા તે, પછીથી પરણ્યા તે, પછી ધંધે લાગ્યા તે—આજે જે કામ કરો છો તે—એમ દરેક માણુસનાં અસંખ્ય ખંડ સ્વરૂપો કાલમાં વ્યક્ત થાય છે. પરંતુ એ બધાં શું છે? ચોથા વિસ્તારવાળા કોઇ અજ્ઞાત સ્થળમાં રહેતા તમારા સમગ્ર વ્યક્તિત્વનાં ચોસલાં – અંશો નહિ તો બીજું શું? કારણકે બાળક, યુવાન, વૃદ્ધ – એ ત્રણે અવસ્થામાં મૂળ વ્યક્તિત્વ "કોઇક સ્થળે" એનું એ સાતત્યવાળું હોય એવું ભાન આપણને થાય છે – એ "કોઈક સ્થળ" એટલે આપણે અત્યારે જેને "સમય – કાલ" – કહીએ છીએ તે— અને એ સ્થળ આપણા વર્તમાન ચૈતન્યથી ઉપર આવેલું છે માટે આપણે તેને સીધેસીધું જાણી શકતા નથી. ચોથા વિસ્તારમાં રહેલું આપણું સ્વરૂપ શાશ્વત અને અવ્યય છે (આત્મા તો નહિ હોય) આઠ, દસ, પંદર, અઢાર, બાવીસ, ત્રીસ – એમ અમુક અમુક સમયે વ્યક્ત થતું માનવનું વ્યક્તિત્વ તેના અખંડ શાશ્વત વ્યક્તિત્વનો કાલમાં થતો આવિર્ભાવ માત્ર છે. તમે સમજ્યા કે નહિ તે વિષે મને શંકા તો છે – પરંતુ જ્યાં સુધી આ ત્રણ વિસ્તારનાં બંધનોને વટાવો નહિ ત્યાં સુધી તો આ સિવાય તો બીજી સમજૂતી નથી માટે લાચાર!

● ————

ઇ. સ. ૧૯૨૬–૨૭

# ભૌતિકશાસ્ત્રમાં ગુહ્ય અને આધ્યાત્મિક વિદ્યાઓનો પ્રવેશ

## એક રૂપરેખા

ભૌતિકશાસ્ત્ર એટલે સાયન્સ; એમાં રસાયન, વનસ્પતિ, પ્રાણી, પદાર્થવિજ્ઞાન, ઉષ્મા, વીજળી, વરાળ, દ્રવ્ય, વાયુ, રશ્મિ ખગોળ, ધાતુ વગેરે અનેક વિદ્યાઓનો સમાવેશ થાય છે. એ શાસ્ત્રમાં સ્થૂલ ઇન્દ્રિયોવડે બહારના જગતનું જે જ્ઞાન માનવને મળી શકે છે તે વાસ્તવિક છે .એવું સ્વીકારી લેવામાં આવે છે. એની શોધખોળોમાં ઇન્દ્રિયોના ઉપર પડતા સંસ્કારો ઉપર આધાર રાખવામાં આવે છે. એની પદ્ધતિ પ્રયોગાત્મક છે અને પ્રયોગોને અંતે સર્વ વિગતોની સમજૂતી આપનાર અનુમાન દોરવામાં આવે છે. આ શોધખોળમાં પદાર્થના અંતિમ વાસ્તવિક સ્વરૂપ અને પ્રયોગોને પરિણામે દોરેલાં અનુમાનો વચ્ચે અવિભાજ્ય સંબંધ હોતો નથી. શોધખોળ અને પ્રયોગો

ચાલુ રહેતાં ઘણુંએ અનુમાનો ખોટાં ઠરે છે. અને તેમને ઠેકાણે નવાં દોરાય છે.

યુરોપમાં ઉપર જણાવી તે પદ્ધતિ એક દિવસમાં આવી નથી. ભૂતકાળમાં ધર્મના અનેક વહેમ યુરોપમાં પ્રચલિત હતા અને પાદરીઓની સત્તા સર્વોપરી હતી અને તે કેવળ રાજકાજમાં અને સમાજમાં જ નહિ પરંતુ વ્યક્તિના વિચારો પર પણ ચર્ચ (દેવળ)નો દોર ચાલતો. જર્મન સુધારક માર્ટીન લ્યુથરે તેની સામે માથું ઊંચકયું અને ત્યારથી યુરોપમાં વ્યક્તિસ્વાતંત્ર્યનો, વિચારસ્વાતંત્ર્યનો અને બુદ્ધિની સર્વોપરીતાનો પાયો નંખાયો. ફ્રાંસમાં જે વિપ્લવ થયો તેમાં વિચારસ્વાતંત્ર્યનો ઝૂંડો વોલ્ટેર, રુસો અને દીદેરોએ વિજયશાળી રીતે ફરકાવ્યો. લોકોના મનમાં હિંમત આવી, પ્રાચીન બેડીઓ – વિચારની – તોડવી જોઈએ અને તોડવી શક્ય છે એમ લોકોએ જોયું. ફ્રાંસ સ્વતંત્ર થયું! વંશપરંપરા રાજ્ય કરવાની જૂની પ્રથાનો તેમજ ધનવાન અને અમીર વર્ગની સત્તાનો, તેમના ખાસ હક્કોનો અને યુરોપની જૂની સામાજિક રચનાનો અંત આવ્યો. માનવની સ્વતંત્રતા, સમાનતા અને સ્વેચ્છાપૂર્વક સ્વીકારેલો ભ્રાતૃભાવ એ તેનો મુદ્રાલેખ હતો!

વિચારના પ્રદેશમાં આનું પરિણામ આશ્ચર્યજનક આવ્યું. વિચારસ્વાતંત્ર્ય, હૃદયની માન્યતામાં સંપૂર્ણ છૂટ, પોતાના વિચારનો પ્રચાર કરવાનો હક્ક સર્વમાન્ય થઈ પડ્યાં તેજ અરસામાં છાપવાની કળાનો પ્રચાર થયો. અને સાથે સાથે માર્ટીન લ્યુથરે ચર્ચના ધર્મગુરુઓ સામે બળવો ઉઠાવ્યો હતો અને ફ્રાંસના વિપ્લવે જ એમાં અગત્યનો ઉમેરો કર્યો

હતો તે ક્રિયા તો ચાલુ જ હતી. "બાઇબલનો અર્થ કરવા માટે પાદરીઓની જરૂર શી છે? એવો પ્રશ્ન લ્યુથરે કર્યો હતો. ફ્રાંસના વિપ્લવે પ્રશ્ન કર્યો, "અમારા ઉપર અમારી મરજી વિરુદ્ધ રાજા શા માટે, અમીરોના ખાસ હક્ક શા માટે; સર્વ માનવોની સ્વતંત્રતા અને સમાનતા શા માટે નહિ?" ત્યારથી ભૌતિકશાસ્ત્રની પ્રગતિનો જે જમાનો શરૂ થયો તેણે આગળ જઇને પ્રશ્ન કર્યો, "બાઇબલ શા માટે? ક્રાઇસ્ટ શા માટે? દુનિયાના આરંભનું અને માનવજીવનનું રહસ્ય જાણવા માટે છેવટનો ન્યાયાધીશ કોણ? એવો ન્યાયાધીશ માનવની બુદ્ધિ શા માટે નહિ?"—આ જમાનાનાં લક્ષણ શંકાશીલ પ્રશ્નાર્થ મનોદશા (Scepticism) નાસ્તિકતા અને જડવાદનો સ્વીકાર હતો.

દુનિયાનું રહસ્ય શોધી કાઢવાને સંખ્યાબંધ માણસો કામે લાગી ગયા. ગેલીલીઓ, કોપરનીકસ, ન્યૂટન અને બેકને તેમને પ્રાથમિક સામગ્રી તૈયાર કરી આપી; વિચારનું ક્ષેત્ર તો તૈયાર જ હતું. ડાલ્ટને અણુપરમાણુવાદ આપ્યો, ડેવી, લાપ્લેસ, લાવોઝીએ, આવોગાડ્રો વગેરેએ જુદાં જુદાં ક્ષેત્રો તૈયાર કરવા માંડ્યાં. ઈ. સ ૧૮૫૦માં તો પ્રાણીશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્રની શોધખોળોને પરિણામે ડારવીનનો ઉત્ક્રાંતિવાદ બાઇબલના ઉત્પત્તિવાદના સમોવડીયા તરીકે યુરોપમાં સ્વીકારાવા લાગ્યો. ત્યારથી આજદીન સુધી ભૌતિકશાસ્ત્રની પ્રગતિ અદ્દભુત થઇ છે એમ જ આપણે કહેવું પડશે.

ડારવીન અને તેના અનુયાયીઓ લેમાર્ક, હેકલ વગેરેએ સૃષ્ટિની ઉત્પત્તિ માટે ઈશ્વરના અસ્તિત્વમાં માનવાની જરૂર નથી

એમ બતાવી આપ્યું. બીજી બાજુથી શોધખોળો કેવળ જ્ઞાનની દૃષ્ટિથી થતી હતી તેની સાથે Knowledge is power "જ્ઞાન એક સમર્થ શક્તિ છે" એ સત્યનો પરિચય પણ યુરોપને થતો ગયો. માનવ પરિસ્થિતિ અને પ્રકૃતિનો સમ્રાટ છે એ સૂત્ર યુરોપે વ્યવહારમાં મૂકવા માંડ્યું. વરાળનાં યંત્રો, વરાળથી ચાલતી ગાડી, વીજળીના સંદેશા શરૂ થયા. યુરોપનું સામાજિક બંધારણ બદલાવા લાગ્યું. શોધખોળોનો આર્થિક અને રાજકીય ઉપયોગ થવા લાગ્યો પરિણામે યુરોપના હાથમાં આખી દુનિયાનું રાજ્ય અને આખી દુનિયાનાં બજારો આવ્યાં. આગબોટ, તોપ, આગગાડી, યંત્રો-કારખાનાંઓ, તારનાં દોરડાં વગેરે આખી દુનિયા ઉપર પ્રસર્યાં યુરોપના જ્ઞાને તેને સમ્રાટપદે સ્થાપ્યો।

આવા લાભદાયી ભૌતિકશાસ્ત્રને કુદરતી રીતે જ યુરોપે અખીલ સૃષ્ટિના ઉત્તમોત્તમ સંસ્કૃતિશિખરે બેસાડવા પ્રયત્ન કર્યો! કેવળ લાભો ઉપર દૃષ્ટિ રાખવામાં યુરોપ તેના ગેર-લાભોની ગણના કરવાનું ભૂલી ગયો. ૧૯૧૦માં યુરોપ ભૌતિકશાસ્ત્રની મોહિની નિદ્રામાંથી કંઇક જાગવા માંડ્યો ત્યારે તેને જણાયું કે બહુ મોડું થઇ ગયું છે છેલ્લા યુદ્ધનો કડાકો થયો; યુરોપને અને આખી પૃથ્વીને આંચકો લાગ્યો. કોઇ સ્થળે કાંઇ ભૂલ છે એમ બધાને સમજાયું. સમાજ-સત્તાવાદ, આંતરરાષ્ટ્રીય મજુરસંઘ વગેરે ઊભાં થયાં. મુડીવાદપ્રધાન વ્યાપારી સંસ્કૃતિનો અને તેના સામાજિક અને રાજકીય બંધારણનો પાયો હાલી ઊઠ્યો.

અને ખુબી તો એ છે કે એ પ્રતિકાર્ય કેવળ બહારથી જ

નહિ પરંતુ ખુદ ભૌતિકશાસ્ત્રના પોતાના ક્ષેત્રમાં શોધખોળોને પરિણામે શરૂ થયું. ઇ. સ. ૧૮૫૦માં ભૂત, પિશાચમાં માનવું એ એક જૂનો વહેમ ગણાતો; આજે ભૌતિકશાસ્ત્ર તેના ઉપર ગંભીરતાથી શોધ ચલાવવાનો પ્રયત્ન કરે છે! આ પ્રતિકાર્યની શરૂઆત પણ જાણવા જેવી હોઈ તેનો અહીં ઉલ્લેખ કરીશું.

અણુપરમાણુવાદ અને ન્યૂટનનો ગુરુત્વાકર્ષણનો નિયમ ભૌતિકશાસ્ત્રીઓમાં વેદવાક્ય ગણાતાં આવ્યાં હતાં. છેલ્લા ૩૦ વર્ષમાં દ્રવ્ય તત્ત્વ ( Matter ) અને શક્તિ ( Energy )માં અંતિમ સ્વરૂપનો નિર્ણય કરવાને એક્સ-રે, રેડીઓએક્ટીવીટી, વીજળી વગેરે વિદ્યાઓમાં જે શોધખોળો કરવામાં આવી તેમાં અંતે ગણિતશાસ્ત્ર અને પ્રયોગ બંને વડે સાબિત થયું કે દ્રવ્ય અને શક્તિ ( Matter અને Energy ) બંને એક છે, આપણે જેને દ્રવ્ય તરીકે ઇન્દ્રિયોવડે જોઇએ જાણીએ છીએ તે શક્તિનુંજ સ્વરૂપ માત્ર છે.

પણ, જર્મન ગણિતશાસ્ત્રી આઇનસ્ટાઇને ગુરુત્વાકર્ષણના અબાધિત ગણાતા નિયમની અપૂર્ણતા ગણિતશાસ્ત્રવડે સિદ્ધ કરી બતાવી! ભૌતિકશાસ્ત્રીઓમાં ખળભળાટ થઇ રહ્યો. આઈનસ્ટાઇને એટલેથી સંતોષ માન્યો નહિ. તેણે પોતાનો સ્વતંત્ર સાપેક્ષવાદ ( Relativity ) ગુરુત્વાકર્ષણના સમોવડીઆ તરીકે રજૂ કર્યો. પોતાની સ્વતંત્ર અને ન્યૂટનના ગુરુત્વાકર્ષણના નિયમમાં પોતે કરેલી નવી સુધારેલી ગણત્રી પ્રમાણે તેણે મંગળના તારાના તેજના ઉપર પૃથ્વીની અસર વિષે ભવિષ્યવાણી પણ ભાખી. આખી આલમ તેની સચ્ચાઇ

પારખવા એક પગે થઈ રહી. અંતે અવલોકન કરવાનો દિવસ આવતાં આઇનસ્ટાઇનની ભવિષ્યવાણી ખરી પડી. ભૌતિકશાસ્ત્રીઓમાં તડો પડ્યાં. કેટલાકે નવા વાદનો પક્ષ લીધો – અલબત્ત એમાં થોડા હતા. બાકીના બધા આપણા જૂના પંડિતોની માફક જૂની ઘરડેમાંજ રહ્યા એટલું જ નહિ પણ નવી હકીકતોનો અસ્વીકાર કરવા જેવું ભૌતિક-શાસ્ત્રીઓને ન છાજે તેવું વલણ તેમણે ધારણ કર્યું.

આ પ્રમાણે પ્રચલિત વિચારોની દીવાલો તૂટતાં ઘણાં નવાં તત્ત્વોએ ભૌતિકશાસ્ત્રના ક્ષેત્રમાં પ્રવેશ કરવા માટે દરોડો પાડ્યો તેમાં ગુહ્ય ગણાતી કેટલીક બીનાઓ પણ હતી. શરૂઆતથી ભૌતિકશાસ્ત્રે તેની સતત અવગણના કરી હતી. ગુહ્ય અને ચમત્કારિક ગણાતી હકીકતો તો જગતના જેટલી પ્રાચીન છે. પ્રત્યેક ધર્મમાં તેનો ઉલ્લેખ છે એટલું જ નહિ પરંતુ ઐતિહાસિક યુગમાં પણ તેના વિષે લખાણો થયલાં છે. મધ્યકાલીન યુરોપમાં, પ્રાચીન કાળથી વર્તમાન કાળ સુધી એશિયામાં તેમનો સ્વીકાર થતો જણાયો છે. ભૌતિક-શાસ્ત્રે પ્રથમ તેનો ઇન્કાર કર્યો — શ્રદ્ધાથી વ્યાધિ મટાડનારી કે મંત્રવડે સાપ વગેરેના ઝેર ઉતારવાની હકીકતોની સમજૂતી કોઈએ આપી નહિ; જાદુના ખેલો તો હાથચાલાકીને આભારી ગણાયા અને બાકીના ચમત્કારિક ગણાતા બનાવો ન સમજાય તેવી છેતરપંડીને ખાતે નોંધાયા. પરંતુ હકીકત એ એવી વસ્તુ છે કે કોઇને કોઇ દિવસે માનવને તેની સ્હામે આંખ માંડીને જોયા વિના ચાલતું નથી. ૫૦, ૬૦, વર્ષ આંખ આડા કાન કર્યા પછી ખુદ ભૌતિકશાસ્ત્રીઓને

એવી હકીકતો વિષે કુતૂહલ થવા માંડયું! તેની સાથે પરીક્ષકોના મંડળ આગળ એવા પ્રયોગો કરનાર માણસો પણ નીકળતા ગયા. છેતરપંડી વગરના બનાવોની નોંધ લેવા માટે સાયન્ટીસ્ટોનાં–ભૌતિકશાસ્ત્રવેત્તાઓનાં–મંડળો સ્થાપન થયાં. ધીમે ધીમે સાધારણ હકીકતો ભેગી થતી ગઈ. એ હકીકતોમાં ભૂતનું આહ્‌વાન અને વળગણ, પ્રેતાવાહન, સંમોહન (મેસ્મેરીઝમ)વિદ્યા, ભાવિ બનાવોનું આગળથી ચોક્કસ જ્ઞાન, દૂર રહેલા પદાર્થોનું દર્શન, સ્પર્શ વગર પદાર્થોને ખસેડવાની ક્રિયા, હળાહળ ગણાતાં ઝેરોને જીરવવાની ક્રિયા, ટેબલ ઉપર ટકોરો થવાના અને અશરીર વાણીના બનાવો, જમીનથી અદ્ધર થઇ જવાની ક્રિયા, હૃદયના ધબકારા મરજી પ્રમાણે અટકાવવાની ક્રિયા, અગ્નિને હાથમાં લેવાની ક્રિયા, અસાધ્ય દરદોને વગર દવાએ મટાડવાની ક્રિયા—વગેરે અનેકનો સમાવેશ થયો.

આપણા દેશમાં પણ ભૂવા, જતિ, વેરાગી, ફકીર અને યોગીઓની બાબતમાં એવા અનેક બનાવો જોવામાં આવે છે. આપણા કેળવાયલા લોકો તેમની અવગણના કરતા હતા. અને કેટલાક આજે પણ કરે છે. અહીં કેટલાક જાહેરમાં જાણીતા બનાવો ટાંકીશું. ડૉ. સુમન્તે "યુગધર્મ"માં તેમના બે ચમત્કારિક અનુભવો વિષે ઉલ્લેખ કર્યો હતો. તેમાંના બંનેમાં તેમણે જાતે સૂક્ષ્મ નિરીક્ષણ કરવાનો પ્રયત્ન કરી જોયો હતો અને તેમની સચ્ચાઇ વિષે ખાતરી થતાં તેમણે તેમનો સ્વીકાર કર્યો હતો, તેમાંનો એક મહારાજા ગાયકવાડના લક્ષ્મીવિલાસ મહેલના ચોગાનમાં રાજ્યના અમલદારો અને

મહારાજા સમક્ષ કરવામાં આવ્યો હતો. અગ્નિના ર
ચાર યાર્ડ લાંબા રસ્તા ઉપર એક ફકીર સર્વેને ચલ
હતો. પાણીવડે હાથ પગ ધોવાની પણ જરૂર પડી ન
અને મોજાં સાથે મહારાજા અને કેટલાક અમલદારો
ડૉ. સુમન્ત પણ તેના ઉપર સહીસલામત ચાલી ગયા

બીજો બનાવ રાજે શીર્કેના વાડાની પાછળ સુર
તલાવના કિનારે વડોદરામાં એક દક્ષિણી બ્રાહ્મણને
બન્યો હતો — કદાચ આજે પણ બનતો હશે. અગ્નિના
એ દક્ષિણી કુટુંબના આબાલવૃદ્ધ સર્વે અમુક
દેવતામાંથી નિર્વિઘ્ને પસાર થાય છે! અને ડૉ. સ
એમના લેખમાં કહે છે કે દેવતા એટલો બધો ધગ
હતો કે યાર્ડ આઘેથી મ્હોંઢા ઉપર આવતી તેની
સહન કરવી મુશ્કેલ હતી. અને છતાં એ કુટુંબના માણ
એ બનાવમાં કશી ખાસ ચમત્કૃતિ લાગતી નહિ.

મુંબાઇ શહેરમાં અને મદ્રાસની મેડિકલ કૉલે
હોલમાં ડૉકટરોની કાઉન્સીલ સમક્ષ એક સાધુએ,–સવ
સ્વામીને નામે ઓળખાય છે, તેમણે–નાઇટ્રીક એસિડ,
વીંછુ, કાચ, ખીલાઓ વગેરે નિરાતે ખાઇ લીધાં હતાં.
મુંબાઇમાં તો તેમણે એક ડૉકટરે આપેલું હાઇડ્રોસા
નામે જલદ ઝેર પણ પીધું હતું. વળી હાલ થોડા જ મ
ઉપર ગુરુકુલના એક વિદ્યાર્થીએ મરજી પ્રમાણે હૃદય ચ
વવાનો પ્રયોગ મુંબાઇમાં કરી બતાવ્યો હતો. દક્ષિણમાં
તહેવારોને દિવસે આખાં ગામડાંનાં ગામડાં અગ્નિ ઉપર
જાય છે. અને કોઇ તેને ચમત્કાર તરીકે પણ ગણતું

ઉપરાંત ઉંટડિયા મહાદેવ, અંબા માતા, ભૈરવની ઉપાસના, હનુમાનની ઉપાસના વગેરેનો પ્રતાપ આપણા લોકોથી છેક અજાણ્યુ નથી. વળી અમદાવાદ પાસે બારેજડીમાં વ્યાધિ મટાડનાર ફકીર અને માલસરના સ્વર્ગસ્થ માધવદાસ જેવી અનેક વ્યક્તિઓ ચમત્કારિક ગણાતી શક્તિઓ ધરાવે છે અને ધરાવતી તેની સાબિતીઓ પૂરી પાડે છે. અમદાવાદમાં મારા એક ડૉ. મિત્ર જેઓ ચમત્કારમાં, ઊંડી આધ્યાત્મિકતાની વાસ્તવિકતામાં ખાસ શ્રદ્ધા ધરાવતા ન હોતા તેમને પોતાના ધંધામાં એવા ચમત્કારિક ઉપાયોનો પરિચય થયો. તેમણે તેનો સ્વીકાર કરવાની ના પાડવાને બદલે જાતે પ્રયોગ કરી જોવાનો નિશ્ચય કર્યો. તેમની પાસે સાયેટિકાના અસાધ્ય ગણાતા વ્યાધિથી પીડાતો એક દર્દી આવ્યો. તેમણે તે રોગ દવાથી મટાડી શકાય તેવો નથી એમ જણાવી મંત્રથી મટાડનાર એક સામાન્ય માણસનું સરનામું આપી અજમાયશ કરી જોવાની સલાહ આપી. અને પરિણામ પોતાને જણાવવાને ખાસ આગ્રહ કર્યો. દર્દીને ત્રણ દિવસમાં તદ્દન આરામ થઇ ગયો. અને તેણે તે હકીકત મારા મિત્રને જણાવી. ડૉકટરે મંત્ર જાણનારને ઘેર જઇ પૂછપરછ કરતાં જણાવ્યું કે તે એક તદ્દન સામાન્ય માણસ હતો અને વ્યાધિ મટાડવા માટે કાંઇ પણ લેતો નહિ. ડૉકટરે જાતે મંત્ર જાણવાની માગણી કરતાં તેણે આનાકાની વગર, દિવસ મુકરર કરી મંત્ર આપ્યો અને આજે તે મંત્રવડે એ ડૉકટરમિત્ર પોતે સાયેટિકા મટાડે પણ છે. ખૂબી તો એ છે કે તેઓને મંત્રમાં કશી ખાસ મહત્તા દેખાતી નથી છતાં તેની અસર

થયા વિના રહેતી નથી. આટલેથી આપણા દેશમાં પ્રમાણભૂત હકીકતો ટાંકવી બંધ કરી પશ્ચિમમાં ભૌતિકશાસ્ત્રમાં પેસવાનો પરવાનો એ હકીકતોને કેવી રીતે મળ્યો તે તપાસીએ.

સત્તરમી સદીના અંતમાં પણ "નજર લાગવાની" માન્યતાઓ યુરોપમાં હતી. અને તે સિવાય પણ બીજી ઘણી ચમત્કારિક હકીકતોમાં સામાન્ય લોકો માનતા. પરંતુ તેમાં છેતરપંડી પણ પુષ્કળ હતી. ઇ. સ. ૧૨૦૦થી લગભગ ૧૮૦૦ સુધીમાં યુરોપ ખંડમાં ગુહ્ય વિદ્યા ઉપર ચારસેં જેટલાં પુસ્તકો આજે પણ હસ્તી ધરાવે છે. ઇ. સ. ૧૫૨૧ની સાલમાં ફ્રાન્સના રાજાએ ટેબલ ઉપર ટકોરા સાંભળ્યા હતા એવો ઉલ્લેખ ઇતિહાસમાં મળી આવે છે. ઇ. સ ૧૬૧૫ના સેમ્યુઅલ બ્રેન્ઝ નામના જર્મન પુસ્તકમાં આખું ટેબલ જમીનથી અદ્ધર ઊંચકાઇ ગયાનો બનાવ નોંધ્યો છે. ઈંગ્લેન્ડની ગ્લાસ્ગો યુનિવર્સિટીમાં ઇ. સ. ૧૬૧૦ની સાલનું એક પુસ્તક છે તેમાં વેલ્સ નામનો એક પાદરી ટેબલ ઉપર ટકોરાવડે પ્રેતોજોડે વાતચીત કરતો એ હકીકતનો ઉલ્લેખ કરેલો છે. પદાર્થો કોઇ પણ પ્રકારના સ્પર્શ વિના હાલતા ચાલતા એમ પણ જણાવવામાં આવ્યું છે.

પરંતુ વધારે નજીકના સમયમાં પણ આપણને એ હકીકતોના પુરાવા યુરોપમાંથી મળી આવે છે. ફ્રાન્સમાં વૉલ્ટેર, દાલામ્બેર, હોલબેશ, અને હેલવે શીમસ જેઓ વિપ્લવ યુગના વિચારનેતા હતા તેઓ તો એવા ચમત્કારમાં છચોક માનતા હતા. ઈંગ્લાંડમાં હ્યુમ પણ તેમાં ન હોતો માનતો. પરંતુ તેમના જ યુગમાં માર્ટીને પારકેલી, મેક્ષમર

અને પુસીગર જેવા ચમત્કારિક ગણાતી બીનાઓમાં માનનારા અને તેના પ્રયોગો કરનારા પણ થયા હતા.

એટલે યુરોપમાં પણ એ બનાવો તદ્દન નવા તો નથી જ. પ્રાચીનમાં પ્રાચીન કાળથી ૧૮૫૦ સુધી તેઓ બનતા ગયા છે. ૧૮૫૦ પહેલાં ગુહ્ય વિદ્યાઓ ધર્મના ગુરુઓનું ક્ષેત્ર બનાવી, તેમનો અને ધર્મ વગેરેનો અવિભાજ્ય સંબંધ હતો. ઇ. સ. ૧૮૫૦ પછી એ દૃષ્ટિબિન્દુમાં ફેર થયો અને ગુહ્ય અને ચમત્કારિક ગણાતી વિદ્યા ધીમે ધીમે ભૌતિકશાસ્ત્રની શોધખોળનો વિષય બનવા લાગી. ૧૮૪૭ની સાલમાં અમેરિકા ને યુરોપમાં ફોકસ સીસ્ટર્સે પ્રથમ ખળભળાટ મચાવી મૂક્યો. એ બંને બેનો અને ફ્લોરેન્સ કક ઉપાસીયા પાલાડીનો એગ્લીંગ્ટન હસ્ક અને ડૉક્ટર સ્લેડ તથા ડી. ડી. હોમ એ સઘળાઓમાં કોઇ અશરીરી પ્રેતાત્મા આવતા અને તેમનાદ્વારા કાર્ય કરતા. નવાઇની વાત એ છે કે એ સઘળામાં આવનાર પ્રેતાત્મા પોતે જોન કિંગ છે એમ કહેતા; અથવા તેની પુત્રી કાટીકીંગ છે એમ જણાવતા. હવે એ જોન કિંગ સત્તરમી સદીના છેડામાં થઇ ગએલો એક ચાંચીયો હતો અને તેણે જ્યૉર્જ પહેલાને લડાઈમાં મદદ કરી હતી તે બદલ તેના સર્વ ગુનાઓ રાજાએ માફ કર્યા હતા. પરંતુ જોન કિંગને પોતાના પાપોનો ભારે પસ્તાવો થયો અને તેથી તેને મરતી વખતે પોતાનું પ્રાયશ્ચિત કરવા માટે મૃત્યુ પછી પણ પોતાની હયાતી સૂક્ષ્મ દેહમાં કાયમ રાખવાનો અને માનવજાતિને પ્રેતાત્માઓના અસ્તિત્વ વિષે ખાતરી કરી આપવાનો નિશ્ચય કરીને દેહ છોડ્યો. ફોકસ સીસ્ટર્સ વગેરેના બનાવો તેના

મરણ પછી થોડાંક વર્ષોમાં બન્યા હતા એ બીના નોંધ લેવા જેવી છે. ફોક્સ સીસ્ટર્સના પ્રયોગોનું અવલોકન કરનાર માણસો મળી આવ્યા એટલું જ નહિ પણ હોમ અને ફ્લોરેન્સ કુકના પ્રયોગોમાં ઈંગ્લેન્ડનો પ્રખ્યાત ભૌતિકશાસ્ત્રવેત્તા સર વિલિયમ ક્રુકસ ભારે રસ લેતો થયો. વળી તેમનું અવલોકન કરવામાં સર વિલિયમ ક્રુકસ એકલો જ નહિ પણ બીજા પણ વૈજ્ઞાનિકો અને સારા માણસો હતા. ઉપાસીયા પાલ્લા-ડીનોના પ્રયોગો યુરોપ ખંડ ઉપર આવેલી યુનિવર્સિટીઓના જુદા જુદા પ્રોફેસરોના અવલોકન તળે કરવામાં આવ્યા હતા. ડૉ. સ્લેડના પ્રયોગોનો અભ્યાસ મ્યુનિચના પ્રોફેસર ઝોગનરે કર્યો અને માદમોઝેલ એસ્પેશન્સના પ્રયોગોમાં પ્રોફેસર આસ્કોફે રસ લીધો. 'એ એનીમીઝમ' નામનું પ્રખ્યાત પુસ્તક તેમણે તેમના ઉપરથી રચ્યું.

એલીંગ્ટનના પ્રયોગો ડૉ. હચીસને નોંધ્યા છે તેમાંના કેટલાક જાણવા જેવા છે. કોઇ વાર ડૉ. હચીસન બાગમાં ફરતાં ફરતાં ચક્કર ખાઇ બાગમાં બેસી જઇ ઊંઘી જતો; અને થોડી વાર પછી ડૉ. હચીસન જોન કિંગને આબેહૂબ જોઈ શકતો એટલું જ નહિ પરંતુ તે આખા બાગમાં ફરતો અને ડૉ. હચીસન જોડે વાતો કરતો! અને કેવળ તેની જોડે જ નહિ પરંતુ તેની સ્ત્રી અને કુટુંબીજનો જોડે પણ તે વાતચીત કરતો! વળી ડી. ડી. હોમ અને ફ્લૉરેન્સ કુકના પ્રયોગો જેની નોંધ વિલિયમ ક્રુકસે કરી છે તે પણ આશ્ચર્યકારક છે. હોમ ઘણી વાર જમીનથી અદ્ધર થઇ જતો, હાથમાં બળતા કોલસા લેતો ને તેમને માથે મૂકતો;

તથા બીજાઓ પાસે પણ દેવતા પકડાવતો! વડોદરાના ફકીરની પેઠે તે પણ જેના બરડા ઉપર હાથ ફેરવતો તેને અગ્નિની અસર થતી નહિ! વળી એક વાર તો તે જમીનથી ઊભો નહિ પરંતુ આડોને આડો સૂતેલો અદ્ધર થઇ ગયો. એટલુંજ નહિ પરંતુ લંડનના એક ઘરના ચોથે માળેથી એવી અદ્ધર સ્થિતિમાં તે બારીએથી બહાર પણ ગયો! નીચેના વાડામાં એ પ્રમાણે ફરી એજ ઓરડાની બીજી ઉઘાડી બારીએથી કોઇ પણ માણસના સ્પર્શ વિના તે પાછો આવેલો જણાયો હતો! આ બધા પ્રયોગો "રીસર્ચીઝ ઈન સ્પીરીચ્યુઆલીઝમ" નામના વિલિયમ ક્રુકસના પુસ્તકમાં આપવામાં આવ્યા છે.

વળી વિલિયમનાં ફ્લૉરેન્સ કુક વિષેનાં અવલોકનોમાં પણ કેટલાંક બહુ ચમત્કારિક છે. એક ૧૬ વર્ષની છોકરીમાં 'કાટી કિંગ' આવતી. એક વાર 'કાટી કિંગે' સર વિલિયમને કહ્યું, "આજે હું ફ્લૉરેન્સ પાસે છતના ઉપર નામ લખાવું છું." થોડી વારે બંને જણાં અદ્ધર થતાં જણાયાં (કાટી કિંગ દેખાતી પરંતુ તેનું સ્થૂલ શરીર ન હોતું) ફ્લૉરેન્સ તે વખતે ઊંઘતી હતી, તે ઓચીંતી જાગી પડી અને તેણે બૂમરાણ મચાવી મૂક્યું. તેણે સર વિલિયમને "બચાવો, બચાવો" કરી બૂમ પાડી અને કહ્યું, "કાટી મને મૂકી દેશે તો?" છેવટે 'કાટી'એ તેને સહી કર્યા વગરજ નીચે સહીસલામત મૂકી દીધી! કાટીસર વિલિયમને ઘણી વાર અમૂલ્ય સૂચનાઓ કરતી. વીસ વર્ષ પછી મીસ ફ્લૉરેન્સ (જે પાછળથી મીસીસ કૉર્નર થઇ હતી) પ્રથમ લંડન આવી ત્યારે

બાલ્યાવસ્થાની તેની અદ્‌ભુત શક્તિ ઘણી ઓછી થઇ ગએલી જણાઇ હતી. છતાં પેરીસમાં એક વખત જાણવા જેવો બનાવ બન્યો હતો. એક દિવસ રમતાં રમતાં તેણે કહ્યું, "જલદી કરો, જલદી કરો, મારે પ્રયોગો કરવાના છે." બધા તો આશ્ચર્યચકિત થઇ ગયા કારણકે પ્રયોગો કરવાનો દિવસ ત્રણ દિવસ પછી હતો! ત્રણ જણા તેની સાથે સાથે ઉપર ગયા. ઉપર જઇને તે ઓરડીમાં સોફા ઉપર પડી અને લોરા ફીન્ચ બારીના પડદાઓ દેવા પ્રયત્ન કરતી હતી. કારણકે બહારથી સૂર્યનું અજવાળું આવતું હતું. એટલામાં લોરાએ પોતાની પાછળ 'કાટી કિંગ'ને સાક્ષાત્ ઊભેલી જોઇ! તેણે કહ્યું, "લાવો હું તમને મદદ કરૂં." તેનાં કપડાં સફેદ હતાં અને તેના છૂટા વાળ ખભા ઉપર પડેલા હતા! અને ફ્લોરેન્સ તો સોફા ઉપર નિરાંતે ઊંઘતી હતી! જ્યારે લોરા ફીન્ચે તેને કહ્યું, કે "પ્રો. રીશે હાજર નથી એ સારૂં નથી" ત્યારે "કાટી"એ જવાબ આપ્યો, "ઓ બાપરે! હું તો તદ્દન ખલાસ થઇ ગઈ છું! હવેના પ્રયોગો વખતે સર વિલિયમના જેવું વાતાવરણ ક્યાં હોય છે? હું શું કરી શકું? પરંતુ આજે મારે તમને બતાવી આપવું હતું કે એ બધા બનાવો ખરા છે તેટલા જ માટે આટલું કરી બતાવ્યું."

ઇ. સ. ૧૮૭૮માં યુરોપના બીજા ભૌતિકશાસ્ત્રીઓને પણ એવા બનાવોના અંગત અનુભવો થવાથી તેમાંના કેટલાકે એ બીનાઓનો રીતસર અભ્યાસ કરવાનો પ્રયત્ન કર્યો. એ પ્રયત્નને પરિણામે આજે યુરોપનાં ઘણાં શહેરોમાં "સાઇકીકલ રીસર્ચ સોસાયટી"ઓ (ગુહ્ય–આધ્યાત્મિક

ાધો કરનાર મંડળો ) સ્થપાઈ. ઢોંગી, છેતરનારા અને જૂઠા
સો પકડાતા ગયા. અને ખરાની નોંધ લેવાતી ગઇ અને
ત્વલોકનો ટપકાતાં ગયાં. એ નવી દિશામાં પ્રથમ કાર્ય
રનારાઓમાં ફ્રેડરીક મયર્સ, ડૉ. હોડ્સન, વિલિયમ ક્રુકસ,
.ર ઓલિવર લોજ, મીસ્ટર બાલ્ફર, પ્રો. રીશે, પ્રો. સીઝ-
ાકસ વગેરે પ્રખ્યાત યુરોપીઅન ભૌતિકશાસ્ત્રીઓ હતા

ડૉ. હોટસનને મીસીસ પાઇપર નામનું મીડીયમ —
ધ્યેય — મળી આવ્યું. અને તેમણે આખી જિંદગી તેનું
ત્વલોકન અને તેના પ્રયોગોનો અભ્યાસ કર્યો. તે ખરેખર
રત પમાડે એવા પ્રયોગો કરી બતાવતી. ચાર જુદા જુદા
.તાત્માઓ કોઇ વાર તેનામાં દેખાવ દેતા ત્યારે બે હાથ
ાને બે પગવડે તે લખતી. અને વળી કાંઇ પાંચમું ચઢી
ાાવે તો તેના શબ્દો તે મુખેથી ઉચ્ચારતી! એ બધા
યોગોની નોંધ વગેરે ડૉ. હોટસને બહુ જ કાળજીપૂર્વક
ાક તટસ્થ સાયન્ટીસ્ટની પદ્ધતિએ કરી રાખી છે. તે
'ડનની "સાઇકીકલ સોસાયટી"ના તાબામાં છે.

વળી ડૉ. મેકસવેલ — ફ્રેન્ચ લૉ કોર્મસના પ્રમુખના
ાક મિત્ર જે પોતે ડૉ. છે તે વસ્તુઓનો સ્પર્શ કર્યા વિના
ને ખસેડે છે.

છેલ્લે છેલ્લે તો જેને ભૌતિકશાસ્ત્રીઓ "મટીરીઆલી-
શન"— સ્થૂલ સ્વરૂપ લેવાની ક્રિયા — કહે છે, તેના
ણ હેરત પમાડે તેવા પ્રયોગો થઇ રહ્યા છે! એક
.તાત્માએ સ્થૂલ શરીર ધારણ કરવાનો પ્રયત્ન એક
ધ્યેયદ્વારા કરેલો તે ડૉ. રીશેએ નોંધ્યો છે. જ્યારે તે પ્રેતાત્મા

સ્થૂલ શરીર ધારણ કરીને ઊભો ત્યારે તેણે ડૉ. રીશેને બીજે દિવસે કાતર લાવવાને કહ્યું; અને તે પ્રમાણે કરતાં ડૉ. રીશેએ એ આત્માએ ધારણ કરેલા સ્થૂલ દેહના વાળ જાતે કાપી લીધા તે પણ તેમની પાસે છે; જે વિષેયનો આધાર લઇને એ પ્રયોગો થયા છે તેના અને એ પ્રેતાત્માના શરીરના વાળમાં ચોકખો ફરક છે. એ પ્રયોગ વખતે વિષેય તો એક પથારીમાં ઘસઘસાટ ઊંઘતી હતી.

આ પ્રમાણે યુરોપના ભૌતિકશાસ્ત્રમાં ધીમે ધીમે ગુહ્ય અને ચમત્કારિક ગણાતી બીનાઓ પ્રયોગાત્મક દશામાંથી પસાર થઈ ગઇ છે. એટલું જ નહિ પરંતુ જુદી જુદી "સાઇકીકલ રીસર્ચ સોસાયટી"ઓમાં અનેક પ્રયોગોને પરિણામે વિચારવિનિમય, પ્રાણવિનિમય, બીજાના મનના વિચારો જાણવાની ક્રિયા, સંમોહન વિદ્યા (હીપ્નોટીઝમ), ભવિષ્યનું ચોક્કસ જ્ઞાન, સ્વયંલિપિ (ઓટોમેટીક રાઇટીંગ) વગેરે તો ક્યારનાં એ સ્વીકારાઈ ગયાં છે અને "મટીરીઆલીઝેશન"—પદાર્થતત્ત્વનું રૂપ ધારણ કરવું—વગેરે વિષે પ્રયોગો આવે છે. વળી સૌથી મોટી શોધ તો એ છે કે એ પ્રયોગોને પરિણામે શરીરના આધાર વિના મન તથા પ્રાણનું અસ્તિત્વ સ્વીકારાવા લાગ્યું છે; (અને માનસશાસ્ત્રનાં છેલ્લાં પુસ્તકોમાં મનને શરીરથી સ્વતંત્ર તરીકે સ્વીકારવામાં આવ્યું છે) તથા મરણ પછી માનવનો સદંતર વિનાશ થઈ જતો નથી પરંતુ તે કોઇ સૂક્ષ્મ ભૂમિકામાં પોતાનું અસ્તિત્વ કાયમ રાખે છે, એ વિચારનો સ્વીકાર થવા લાગ્યો છે.

તાં હજી આ વિચારોનો સ્વીકાર સર્વમાન્ય થઈ પડ્યો
ાણા ભૌતિકશાસ્ત્રીઓ સર ઓલિવર લોજ જેવાને
ાઢવાનો પ્રયત્ન કરે છે! પરંતુ હાસ્યાસ્પદ થવું એ
વીકાર પામવાનું પ્રથમ પગલું ઘણીએ વાર ખુદ
ાાસ્ત્રના વિકાસમાં ક્યાં નથી બન્યું? ગેલીલીઓએ જ્યારે
ગોળ છે" એવું જાહેર કર્યું ત્યારે તેને પોતાના
પાછા ખેંચી લેવાની ફરજ પાડવામાં આવી હતી.
ણાએ ધર્મગુરુઓ તેના પ્રત્યે હસતા પણ હશે. તે
સર વિલિયમ ક્રુકસ, માયર્સ, રીશે, ઝીલે, ફ્રેડરીક,
ક્વીસન વગેરે અનેક પ્રખ્યાત ભૌતિકશાસ્ત્રવેત્તાઓને
ાજે હસી કાઢવામાં આવે પરંતુ તેઓએ જે પ્રયોગો
અને જે અવલોકનો નોંધ્યાં છે તથા જે હકીકતો
રી છે, તે એક દિવસ તો ભૌતિકશાસ્ત્રના પ્રાચીન-
ડિતોની કૃત્રિમ દીવાલને તદ્દન જમીનદોસ્ત કર્યા વિના
હિ એ તો નક્કી છે. આજે તે દીવાલમાં ગાબડાં
છે અને દિવસે દિવસે તે મોટાં થતાં જાય છે.

લ પદાર્થના અંતિમ રહસ્યની શોધ કરતાં અંતે
ાસ્ત્રે કોઈ નવી અશરીરી દુનિયાની તો શોધ નથી
અને એવી દુનિયાના આત્માઓને — સ્થૂલ શરીરમાં
નહિ હોવાથી સ્થૂલ ઇન્દ્રિયોવડે થતા પ્રયોગો કરતાં —
અંતઃકરણદ્વારા આપણી દુનિયા જોડે સંબંધમાં
વધારે સહેલું પડતું હશે? ગમે તે હો, ભૌતિકશાસ્ત્ર-
એ નિષ્પક્ષપાત અને તટસ્થ બુદ્ધિવડે આ નવા
પ્રવેશ સંભાળપૂર્વક જોવો જોઈએ એટલું તો નક્કી

છે. પોતે સ્વીકારી લીધેલા વિચારોથી દોરાઇ જવું તથા ગમે તેના ઉપર વેવલાઇભર્યા વિશ્વાસથી બધું જ ખરું છે એમ માની લેવું એ વલણ જેમ જ્ઞાનપ્રાપ્તિમાં હાનિકારક નીવડે છે તેજ પ્રમાણે હકીકતનો ઇન્કાર કરવો અને પ્રયોગ કરવાની તથા જોવાની ના પાડવી એ વૃત્તિ પણ ભૌતિકશાસ્ત્રના પોતાના મૌલિક સિદ્ધાંતથી વિરુદ્ધ છે. માનવજાતિની જૂની માન્યતાઓ ભૌતિકશાસ્ત્રની શોધખોળને અંતે વાસ્તવિક ઠરે તો તેમાં એક નવીન ને ઇષ્ટ તત્ત્વનો ઉમેરો થએલો ગણાય. દોરડાં વગરના તાર, ઝેરી હવા, ટોર્પીડો, હવાઈ વિમાન, ખનીજમાંથી દવા, રંગ અને સુંદર સેન્ટો બનાવવાના ચમત્કારો ભૌતિકશાસ્ત્રે દુનિયાને બતાવ્યા છે, એકસરે, રેડીઓ વગેરેનાં રહસ્યો જાદુગરના જાદુને ભૂલાવે તેવાં છે અને આપણે આશા રાખીશું કે સૂક્ષ્મ, ગુહ્ય અને આધ્યાત્મિક વિદ્યાઓમાં ભૌતિકશાસ્ત્રની શોધ આ બધીઓને ભૂલાવી દે તેવી નીવડશે અને ઐહિક ઉન્નતિનાં સાધનો પૂરાં પાડવા સાથે આધ્યાત્મિક રહસ્યો પણ બતાવશે.



ઇ. સ. ૧૯૨૬–૨૭

# આપણી સૃષ્ટિનો કોયડો

(અનુસંધાન પાન ૧૮૫)

છતાં એ જગતના આ વિસંવાદનું મૂળ શું? અને તેનો હેતુ શો છે? આ ભેદ, આ અહંતા, આ દર્દભરી ઉત્ક્રાંતિની ક્રિયાને વશ સંસાર,– શા માટે ઉત્પન્ન થયાં? ભગવાનના દિવ્ય શિવસ્વરૂપમાં, આનંદસ્વરૂપમાં, અને શાંતસ્વરૂપમાં વળી અનિષ્ટ – અશિવનો અને દુઃખનો પ્રવેશ જ શા માટે થવો જોઇએ? આ પ્રશ્નોના ઉત્તર માનવની મનોમય ભૂમિકા ઉપર આપવા કઠણ છે, કારણકે એ ઘટનાઓનું મૂળ જે ચેતનાને આભારી છે અને બુદ્ધિથી પર આવી રહેલી જે ચેતનામાં એ ઘટનાઓ આપોઆપ સકારણ જ દેખાય છે તે ચેતના વિરાટ છે, વ્યક્તિત્વમાં બદ્ધ થયેલ માનવબુદ્ધિ માત્ર નથી. એ ભૂમિકામાં જે જ્ઞાનદર્શન થાય છે તે વિશાળ ચિન્મય પ્રદેશોરૂપે પ્રકટે છે, એનાં દર્શન અને જ્ઞાનપ્રાપ્તિ બુદ્ધિના કરતાં જુદા જ પ્રકારનાં હોય છે. માનવબુદ્ધિ અને ભાવશક્તિના કરતાં એ ચેતનામાં જુદા જ પ્રકારની ક્રિયા થતી હોય છે. ઉપરના પ્રશ્નોના ઉત્તર માનવબુદ્ધિને કાંઇક આ પ્રમાણે આપી શકાય: તેના પોતાના શુદ્ધ સ્વરૂપમાં અનંતસત્ આ જગતમાં થતા વિકારોથી તદ્દન અલિપ્ત છે, તો પણ એકવાર અનંતના આવિર્ભાવનો આરંભ થયો એટલે અનંત શક્યતાઓનો પણ આરંભ થયો. વિરાટ – આવિર્ભાવનો એ ધર્મ છે કે

એ અનંત શક્યતાઓને વિગતવાર પ્રકટાવવી. એ અનંત શક્યતાઓમાં અનંતની દિવ્ય શક્તિનો, તેની જ્યોતિનો, તેની પરમ દિવ્ય શાંતિનો, તથા આનંદનો ઇન્કાર — બહારથી જોતાં અસરકારક યાને સચોટ લાગે એવો ઈન્કાર — અને તેનાં સર્વે પરિણામો — એ પણ એક શક્યતા હતી. હવે પ્રશ્ન કરવામાં આવે કે ભલે એ એક શક્યતારૂપે હોય. પરંતુ તેનો સ્વીકાર શા માટે થયો? તો, વિરાટમાં કાર્ય કરી રહેલ સત્યને સૌથી વધારે વફાદારીથી દર્શાવી શકે એવો માનવબુદ્ધિનો ઉત્તર નીચે પ્રમાણે હોઇ શકે. એક – અદ્વૈત – રૂપે વિલસતા ભગવાન જ્યારે અનેક – બહુ – રૂપે વ્યક્ત ભગવાન તરીકે પ્રકટ થયા ત્યારે એ એના પરસ્પર સંબંધમાં એક એવું બિંદુ આવ્યું જ્યારે ઉપર જણાવેલી અનિષ્ટ – અશુભ – સૂચક – શક્યતા અપરિહાર્ય બની. કારણકે એક વાર એ શક્યતા ઉપસ્થિત થઇ એટલે પછી ઉત્ક્રાંતિના આવિર્ભાવમાં અવતરણ કરી રહેલ આત્મા એ શક્યતા પ્રત્યે અસહાયપણે આકર્ષાય છે, અને ઉપર જણાવેલી અપરિહાર્યતા એ આકર્ષણને આભારી છે. આપણી પાર્થિવ ભૂમિકા ઉપર પ્રચલિત માનવભાષામાં એ આકર્ષણને દર્શાવીએ તો એને "અજ્ઞાતનો સાદ," "જોખમો, મુશ્કેલીઓ અને સાહસો ખેડવામાં રહેલો આનંદ," "અશક્યને શક્ય બનાવવાની તપઃશક્તિ," "અતાગનો તાગ પામવાની ઉત્કટ વૃત્તિ," "પોતાની ચેતનાની અને પ્રાણની સામગ્રી લઇને અસર્જિતનું અને નવીનનું સર્જન કરવાની વૃત્તિ, પરસ્પરવિરોધી તત્ત્વોનું આકર્ષણ અને તેમનો મુશ્કેલીભર્યો સંવાદ કરવાની વૃત્તિ"—

વું આવું કાંઇ ચિંતવો અને તેનો પાર્થિવ ભૂમિકાથી પર,
ઙ અપાર્થિવ અને માનવમનથી ઊર્ધ્વ અને વિશાળ એવી
મિકા પર અનુવાદ કરો એટલે દિવ્યપૂર્ણતાવાળી ચેતનાનું
વેદ્યામાં પતન થવાના કારણરૂપ, સુવિદિત "લાલચ"નો
આછો ખ્યાલ તમને આવશે. અવિદ્યામાં અવતરણ
ાને તત્પર એવી એ દિવ્ય જ્યોતિર્મય, આદિ સત્તાને
"અજ્ઞાત" એવી કોઇ પણ બાબત હોય તો તે
ાનની ઊંડી ખીણનો અંધકાર અને તેનું ઊંડાણ જ
: અજ્ઞાનમાં,—અચેતનતામાં ભગવાનની પૂર્ણચેતના
પડે તો તેની શક્યતાઓથી તે અજાણ હતી. આ
બાજુ થઇ. પરંતુ બીજી બાજુએ, અજ્ઞાનમાં થતી એ
તરણની ક્રિયા પ્રત્યે ભગવાનની દિવ્ય, અદ્વૈત ચેતનામાંથી
ળ અને ઉદાર અનુમતિ હતી,—તે સહાયકારી અને
ાભરી હતી. ભગવાને પોતાની પરમજ્ઞાનજ્યોતિવડે
કે "એ પ્રમાણે બનવું જોઇએ,"—એ શક્યતા
ેથત થઇ છે એટલે તેનો આવિર્ભાવ પણ થવો જ
એ; એ શક્યતાનો અભ્યુદય પણ, એક રીતે જોતાં,
અનંત અગાધ જ્ઞાનસાગરની ક્રિયાનો જ એક વિભાગ
બને અજ્ઞાનની અંધકારભરી રાત્રિમાં દિવ્ય ચેતનાનું
એ જો અપરિહાર્ય છે, તો અભૂતપૂર્વ દિવસરૂપે તેનો
દ્ગમ પણ એટલો જ અપરિહાર્ય છે. પરમ દિવ્ય
ા વિશિષ્ટ પ્રકારનો આવિર્ભાવ થવો આ રીતે જ શક્ય
એટલે કે ચૈતન્યની ઉત્ક્રાંતિના આરંભ-બિંદુ તરીકે
ની ઘટનાઓમાં પ્રકટ થતા વિરોધોને સ્વીકારીને પછી

તેમનો ઉકેલ લાવવાથી જ ચેતનાનું રૂપાંતર કરી શકે એવો તેનો પુનરૂદ્‌ગમ શક્ય છે. પરમપૂર્ણ સ્વરૂપ, પરાત્પર, પુરુષોત્તમ ભગવાને અવિદ્યામાં અવતરણ કરવાની જે અનુમતિ દર્શાવી તેમાં પુરુષ-યજ્ઞની—પુરુષના આત્મબલિ-દાનની—તપઃશક્તિ આવી જાય છે. એ યજ્ઞ,- એ બલી, એટલે અજ્ઞાનનો અને તેનાં સર્વે પરિણામોનો ભાર પોતાના પર લઇ લેવા માટે, તથા અવતાર તરીકે અને વિભૂતિ તરીકે 'ક્રૉસ' અને 'વિજય'ના બેવડા પ્રતિક વચ્ચે યાત્રા કરીને - કાર્ય કરીને અંતિમ સાર્થકતા અને મુક્તિ પ્રત્યે દોરવા માટે, માનવતા અને પ્રભુતાની વચ્ચે સેતુરૂપ બનવા માટે, સ્વયં ભગવાનનું અચેતનામાં અવતરણ. અનિર્વચનીય કોઇ સત્યને પ્રકટ કરવા મથતી આ ભાષામાં તમને રૂપકોની અતિશયતા લાગે છે? ખરું? પરંતુ રૂપકોનો અને પ્રતિકોનો આશ્રય લીધા સિવાય બુદ્ધિથી ક્યાંયે પર આવી રહેલ ગહનતાને બુદ્ધિ આગળ રજૂ કરવી પણ કેવી રીતે? એ તો બુદ્ધિની વાડોને માનવ વટાવી જાય, વિરાટ ચેતનાની અનુભૂતિમાં ભાગ લઈ શકે અને તાદાત્મ્ય સાધીને તેને પરિણામે પ્રાપ્ત થતા જ્ઞાનના દૃષ્ટિબિંદુથી જ્યારે તે જોઇ શકે, ત્યારે જ આ રૂપકો તથા પ્રતિકોની પાછળ આવી રહેલાં દિવ્ય સ્વરૂપો તેની આગળ પ્રકટ થાય છે અને ત્યારે એ રૂપકો સરળ, સ્વાભાવિક અને વસ્તુમાં કાર્ય કરી રહેલ કોઇ મૌલિક તત્ત્વમાં આપોઆપ સમાઇ રહેલાં લાગે છે. એ મહત્તર ચેતનામાં પ્રવેશ કરવાથી જ ભગવાનના આત્મસર્જનમાં રહેલી અપરિહાર્યતા અને તેનો હેતુ બરાબર સમજી શકાય છે.

ઉપર જણાવવામાં આવ્યું છે તે કાલાતીત સનાતનતા અને કાલમાં અવતરણ કરનાર આવિર્ભાવ એ બંને જ્યાં મળે છે તેની મર્યાદા ઉપર ઊભા રહીને જોતાં જણાય છે કે ઉત્ક્રાંતિમાં એક અને અનેક વચ્ચેનો સંબંધ સ્વયંનિર્ણિત હોય છે,—ત્યાં આગળ જે કાંઇ થવાનું છે તે સઘળું ગર્ભિત હોઈ હજી સુધી ક્રિયારૂપે કાલની ગતિમાં પ્રકટ થયું હોતું નથી. પરંતુ મુક્તાત્મા એવી ભૂમિકામાં આરોહણ કરે છે જ્યાં આગળ ઉપર જણાવેલો કોયડો રહેતો જ નથી, અને ત્યાં સ્થિત થઇને પરમ તાદાત્મ્યની જ્યોતિવડે સર્વે પદાર્થોને તે જોઇ શકે છે. ત્યાં,-સર્વે પદાર્થોમાં વ્યાપી રહેલ સ્વયંભૂ સત્યમાં,-સઘળું નિર્માણ થઈ ચૂકયું દેખાય છે. અને સર્વ પ્રકારના સર્જનની અને અસર્જનની પાછળ આવી રહેલ નિરપેક્ષ મુક્ત ચેતનાને જ્ઞાનને અને આનંદને એ સઘળું આપોઆપ જ સકારણ લાગે છે: ત્યાં સત્ અને અસત્–અસ્તિ અને નાસ્તિ–બંને કોઈ એવી અનિર્વચનીય વાસ્તવિકતાની દૃષ્ટિવડે જોવાય છે કે તે બંને મુક્ત થઇને પરસ્પર સંવાદી બની રહે છે. પરંતુ એ જ્ઞાન માનવમનને આપી શકાય તેવું નથી. એની જ્યોતિર્મયી ભાષા માનવ મનથી બિલકુલ ઉકેલી શકાય તેવી નથી. વિરાટના કોયડાની તમોગ્રસ્તતા અને ખેંચાણ જીવનના ઘસારા અને ફટકા વેઠવા ટેવાયેલી તથા તેના જ અજ્ઞાનવડે ઢંકાઈ રહેલી માનવચેતનાને માટે જ્ઞાનની એ પ્રખર જ્યોતિ જીરવી શકાય તેવી નથી. એ જ્યોતિ એટલી તો પ્રખર છે કે તેની ચાવી માનવથી પ્રાપ્ત કરી શકાતી નથી: તેનું રહસ્ય પકડી શકાતું નથી. ગમે તેમ હોય, પરંતુ જ્યારે

આપણે ચેતનાના આ અંધકારભર્યા અને કલહવાળા પ્રદેશમાંથી બહાર જઇ શકીએ છીએ ત્યારે જ આપણને તેમનો સંપૂર્ણ અર્થ સમજાય છે, અને ત્યારે જ આપણો આત્મા એ સનાતન કોયડાની ગૂંચવણમાંથી મુક્ત થાય છે. મુક્તિના એ ઉચ્ચ શિખરને સર કરવું એ જ આ ગહન કોયડાને ઉકેલવાનો સાચો રસ્તો છે, તથા નિઃસંશય જ્ઞાનપ્રાપ્તિનો એક માત્ર માર્ગ છે.

પરંતુ એ મુક્તિનો અને મનથી પર ભૂમિકાની પ્રાપ્તિનો અર્થ એવો નથી થતો કે માનવઆત્માએ આવિર્ભાવમાંથી દૂર થઈ જવું જોઇએ: આવિર્ભાવમાંથી પોતાની જાતનો ક્ષય કરી નાખે એવો વિચ્છેદ પ્રાપ્ત થવો જોઇએ. ઉચ્ચતમ જ્ઞાનને કાર્યમાં વ્યક્ત કરી શકે એવી સક્રિય મુક્તિનો માર્ગ તે તૈયાર કરી શકે. વળી એ મુક્તિને પરિણામે શક્તિની એવી ઉદ્દામતા પ્રકટાવી શકાય કે તેના સામર્થ્યવડે આખી સૃષ્ટિનું રૂપાંતર થઇ જાય અને ઉત્ક્રાંતિની ગતિના હેતુની સાર્થકતા સિદ્ધ કરી શકાય. ચેતનાનું એ આરોહણ એવા પ્રકારનું હોય છે કે ત્યાંથી પછી ‘પતન’ કદી પણ થતું નથી. પરંતુ આત્માની સમતુલાની પાંખોનો આશ્રય લઇને યા તો આપોઆપ ટકાવી શકે તેવું ઊર્ધ્વજ્યોતિનું, શક્તિનું અવતરણ શક્ય બને છે.

સત્‌ની શક્તિમાં જે વસ્તુ સહજસિદ્ધ હોય તે જ અભિવ્યક્ત રૂપે પ્રકટ થાય છે. પરંતુ આવિર્ભાવ કેવો થશે? કેવા પ્રકારનો થશે? તેની શક્તિઓની સમતુલા કેવી હશે? તેમાં પ્રકટ થતાં તત્ત્વોની વ્યવસ્થા કેવી હશે વગેરેનો આધાર સર્જકશક્તિમાં

જે ચેતના કાર્ય કરી રહેલી હોય છે તેના ઉપર, સત્ પોતાની અંદરથી જે ચેતનાશક્તિને આવિર્ભાવને માટે છૂટી કરે છે તેના ઉપર હોય છે. પોતાની ચેતનાશક્તિને જુદી જુદી ચઢતીઊતરતી શ્રેણીમાં ગોઠવવાની, તેમાં વિવિધતા પ્રકટાવવાની એ શક્તિ સત્‌માં સ્વાભાવિક હોય છે. ચેતના-શક્તિની શ્રેણી અને પ્રકારને અનુસરીને સત્ પોતાના આવિ-ર્ભાવનું જગત નિર્માણ કરે છે યાને આત્માની અભિવ્યક્તિની કક્ષા તથા મર્યાદા નક્કી કરે છે. આપણી વ્યક્ત પાર્થિવ સૃષ્ટિ જે ચેતનાશક્તિએ તેને ઉત્પન્ન કરી છે તેનાથી મર્યાદિત છે. એ સૃષ્ટિનું જ્ઞાન–દર્શન–અને જીવન તે આદ્ય સર્જક-શક્તિને અનુસરે છે. હવે જો તેણે વધારે ઊર્ધ્વ દર્શન પ્રાપ્ત કરવું હોય, વધારે સમર્થ પ્રકારનું જીવન ગાળવું હોય, પોતાની ભૂમિકાને બદલવી હોય તો પોતાનાથી ઉપર આવી રહેલી મહત્તર ચેતનાશક્તિ પ્રત્યે પોતે ગતિ કરવી જોઇએ, યા તો તેને પોતાની અંદર અવતરણ કરાવવું જોઇએ. આપણી સૃષ્ટિમાં ચૈતન્યની જે ઉત્ક્રાંતિ થયેલી છે તેમાં એ પ્રમાણે હમેશાં બનતું આવ્યું છે. અચેતન પાર્થિવ તત્ત્વની સૃષ્ટિ ઉત્ક્રાંતિની જરૂરિયાતથી પ્રેરાઈ પોતે પ્રાણશક્તિ તથા મનો-મયશક્તિ પ્રકટાવે છે. એ નવી શક્તિઓને પરિણામે નવી રૂપસૃષ્ટિ અસ્તિત્વમાં આવે છે અને ચૈતન્યની એ બધી શક્તિઓ કોઇ વિજ્ઞાનમય શક્તિનું પોતાનામાં અવતરણ કરાવવા માટે હજી પણ મથી રહેલી છે. ચૈતન્યના બે છેડાઓ વચ્ચે કાર્ય કરી રહેલી સર્જકશક્તિનું એ કાર્ય છે: એક બાજુ પ્રચ્છન્ન, અપ્રકટ એવી ચેતના અંતરમાં અને

ઊર્ધ્વ ભૂમિકામાં છે, જેમાં સર્વે પ્રકારની શક્યતાઓ આવી રહેલી છે ત્યાં, ઊર્ધ્વ ભૂમિકામાં તેઓ સનાતન કાળથી અભિવ્યક્ત હોઈ અહીં, અધોભૂમિકામાં, પ્રકટવાની વાટ જોતી હોય છે—બીજી બાજુએ, બહિર્મુખ સપાટી પર અને નિમ્નમાં આવી રહેલી ચેતના છે, જે અચેતનતા, જડતા, અંધ આવેગ, દુઃખ સહન કરવાની શક્યતા વગેરેથી આરંભ કરીને પોતાનાથી ઉચ્ચતર ચેતનાશક્તિઓને પોતાનામાં પ્રકટ કરીને વિકાસ પામે છે. એમ થવાને પરિણામે એનો સમગ્ર આવિર્ભાવ નવીન અને વિશાળતર સર્જન પામે છે. એ પ્રમાણે દરેક નવીન સૃષ્ટિ ચૈતન્યના અંતરમાં–ગર્ભમાં–આવી રહેલી કોઇ એક શક્યતાને પ્રકટ કરે છે. અને એ રીતે નીચેની ભૂમિકામાં અવતરણ કરવાને વાટ જોઇ રહેલ પૂર્ણતાનું અવતરણ કરાવવાનું વધારે ને વધારે શક્ય બને છે. જ્યાં સુધી આપણું બહિર્મુખ વ્યક્તિત્વ જેને આપણે "આપણી જાત" કહીએ છીએ તે ચૈતન્યની નિમ્નશક્તિઓમાં કેન્દ્રિત હોય છે ત્યાં સુધી તેના પોતાના જીવનના કોયડાનો ઉકેલ, તે ઉપસ્થિત જ શા માટે થઇ છે તેનું જ્ઞાન, તેની જરૂર શી છે વગેરે તેને માટે કદી પણ ન છૂટી શકે એવા–કૂટ પ્રશ્નો જ રહે છે. મનોમયતાવાળા બહિર્મુખ માનવને તેની અંદર કાર્ય કરી રહેલ સત્યનો યત્કિંચિત્ ખ્યાલ આપવામાં આવે તો પણ તેને તે અપૂર્ણપણે જ સમજી શકે છે, કદાચ તેનો ઊંધો અર્થ પણ કરે છે, દુરૂપયોગ કરે છે, અને તેને જીવનમાં ખોટી રીતે ઉતારે છે. જીવન-યાત્રામાં તેની ટેકણલાકડી, પ્રસિદ્ધ અને અસંશયાત્મક જ્ઞાનની

જ્યોતિની નહિ પરંતુ શ્રદ્ધાની અગ્નિજ્યોતથી બનેલી છે. માનવતાની મર્યાદાથી પર રહેલ ઊર્ધ્વ ચેતના — એટલે અત્યારે જે ચેતના તેને માટે પરચેતના છે તેના — પ્રત્યે આરોહણ કરવાથીજ માનવ પોતાની અશક્તિમાંથી અને પોતાના અજ્ઞાનમાંથી બહાર નીકળી શકે તેમ છે. જ્યારે એ મર્યાદાની રેખા વટાવી જઇને નવીન પરચેતનાની જ્યોતિમાં પ્રવેશ કરે છે ત્યારે માનવ સંપૂર્ણ મુક્તિ અને પ્રજ્ઞાવસ્થા પ્રાપ્ત કરે છે. અગમ્યવાદીઓની અને આધ્યાત્મિક જિજ્ઞાસુઓની અભીપ્સાના હેતુરૂપ જે પરમાત્માની ખોજ હોય છે, તે આ જ.

પરંતુ એવું આરોહણ થઈ શકે તો પણ એટલી હકીકતથી આ સૃષ્ટિમાં કશો દેખીતો ફેરફાર નહિ થઇ જાય — મુક્ત આત્મા સૃષ્ટિની ક્રિયામાંથી દૂર થઈ જતાં પણ સૃષ્ટિના કાર્યમાં કશો પણ ફેર થઈ જતો નથી તેમ. પરંતુ માનવતાની મર્યાદાની એ રેખા વટાવવાની ક્રિયાનો ઉપયોગ માનવચેતનાનું આરોહણ કરવાના ઉદ્દેશથી જ નહિ પરંતુ દિવ્યચેતનાના અવતરણ (અવરોહણ) માટે પણ કરવામાં આવે તો તો અત્યારે એ મર્યાદારેખા જે એક ઢાંકણરૂપ છે, અંતરાયરૂપ છે, તે બદલાઇને અત્યારે તેનાથી પર રહેલી ચેતનાની ઊર્ધ્વ શક્તિઓના અવતરણ માટેનો રાજમાર્ગ થઇ રહે — એ પ્રમાણે થાય તો આ પૃથ્વી ઉપર નવીન સૃષ્ટિ સરજાવાની, એમ થતાં ચૈતન્યની મૌલિક શક્તિઓ અહીં પાર્થિવતામાં પ્રકટ થશે અને તેથી કરીને અત્યારની સઘળી પરિસ્થિતિમાં સમૂળો પલટો થઇ જશે, કારણકે અત્યારે પદાર્થતાની અચેતનતાનાં અંધકારમાંથી અર્ધજ્યોતિર્મય મનોમય ચેતના

મુક્ત થયેલી છે. તેને ઠેકાણે એક એવી સૃષ્ટિ ઉત્પન્ન થશે જે આધ્યાત્મિક અને વિજ્ઞાનમય જ્યોતિથી છલોછલ ઊભરાતી હોઇ ઊર્ધ્વ ગતિને પ્રાપ્ત થયેલી હશે. એ પ્રમાણે આત્મ-સાક્ષાત્કારની પૂર્ણ જ્યોતિને પ્રાપ્ત કરે ત્યારે જ દેહધારી માનવ અજ્ઞાનના – અચેતનતાના – અંધકારમાં પોતે લપટાયો હતો તેની તાત્કાલિક જરૂર, તેની શરતો વગેરેને જાણી શકે છે. અને એ જાણી શકે છે એટલું જ નહિ પરંતુ જ્યોતિર્મય રૂપાંતર કરનારી શક્તિવડે એ અજ્ઞાન વગેરેનો લય પણ કરી નાંખે છે. એમ કરવાથી એની એ જ વસ્તુઓ અહીં, આ પૃથ્વી ઉપર જ, પ્રચ્છન્ન છદ્મવેશમાં યા તો કુરૂપતાનો વેશ ધારણ કરેલ ભગવાનના નહિ પરંતુ પ્રત્યક્ષ અને પ્રકટ ભગવાનના દિવ્ય અવિર્ભાવરૂપ બની રહે છે.*

*શ્રીઅરવિંદના 'The Riddle of this World' નામના લેખનો અનુવાદ

# મનોમય સૃષ્ટિનો સ્વામી

**ઋગ્વેદમાંના** ઇન્દ્ર અને અગસ્ત્ય વચ્ચેના સંવાદનો (મં. ૧; સૂ. ૧૭૦) આધ્યાત્મિક અર્થ નથી? વાચકને આગળથી કશો વિચાર આપવા કરતાં સીધેસીધો એ સૂક્તની પાંચેપાંચ ઋચાઓ જ ભાષાંતર સહિત પ્રથમ આપું છું; અને તેના ભાવાર્થનું વિવરણ ત્યાર પછી.

**પદપાઠ**

**ઇન્દ્ર :** (ઋચા ૧લી)

न – नूनं – अस्ति – नो – श्वः – कः – तत् – वेद – यत् – अद्भुतं ।
अन्यस्य – चित्तं – अभि-संचरेण्यं – उत – आधितं – वि-नश्यति ॥ १ ॥

**પદ – અર્થ :** ન – નહિ; નૂનં – હમણાં, હાલ; અસ્તિ – છે; નો – નથી – નહિ; શ્વઃ – આવતી કાલ; કઃ – કોણ; તત્ – તે; વેદ – જાણ્યું – જાણે છે; યત્ – જે; અદ્ભુતં – અદ્ભુત.

અન્યસ્ય – બીજાના, અન્યના; ચિત્તં – ચિત્તમાં – ચૈતન્યમાં; અભિ – અંદર, માં; સંચરેણ્યં – સંચાર કરે છે, તે –

– ગતિ કરનાર; ઉત – પરંતુ, છતાં; આધીતં – બુદ્ધિવડે ધારણ કરવા જતાં, ચિંતન કરવાથી; વિ – વિશેષ કરીને, નશ્યતિ – લોપ થાય છે, વિનશન થાય છે. "ધિ" શબ્દ ઉપરથી "ધીત" રુપ બને છે અને વેદમાં વપરાયલું પણ છે.

**અનુવાદ**

નથી તે આજે કે નથી કાલે, પરમ અદ્‌ભુત (એવા) તેને કોણ જાણે છે? અન્યના ચૈતન્યમાં તે સંચરે છે — પણ બુદ્ધિવડે તેની સમીપ જતાં અલોપ થઇ જાય છે!

[ આજે અને કાલે – વર્તમાનની ઘટનાઓ અને વાસ્તવિકતાઓથી તથા ભાવિની શકયતાઓ અને ભવિતવ્યતાઓથી તે **અદ્‌ભુત** પર છે, અર્થાત્, કાલનાં અને દિશાનાં તેને બંધન નથી.

એ પરમ અદ્‌ભુત તત્ત્વ – સત્ય – તેનાં અનેક રૂપોમાં ગતિ કરે છે. તે રૂપો તેનું "પોતાનું મૂલ સ્વરૂપ" નથી તેથી તેને "અન્ય" કહેવામાં આવ્યા છે. અને એ અનેક નામરૂપોમાં થતી તેની ગતિ અને ક્રિયાવડે તેને જાણી શકાય છે. પરંતુ બુદ્ધિવડે તેની સમીપ જવાનો પ્રયત્ન કરતાં તે અલોપ થઇ જાય છે — કોઇ સ્થળે દેખાતું નથી, કારણકે તે બુદ્ધિથી પર છે ]

**અગસ્ત્ય :** (ઋ. ૨)

किं – नः – इंद्र – जीघांससि – भ्रातरः – मरुतः – तव ।
तेभिः – कल्पस्व – साधुया – मा – नः संअरणे – वधीः ॥

**પદ – અર્થ :** કિં – શા માટે, શા કારણથી; નઃ – અમને; ઇન્દ્ર – હે ઇન્દ્ર; જીઘાંસસિ – હણવાની ઇચ્છા કરે છે; ભ્રાતર : – બંધુઓ, સહોદરો; મરુતઃ – મરુતો; તવ – તારા;

તેભિઃ – તેઓ સાથે – જોડે; કલ્પસ્વ – પ્રાપ્ત કર, સંકલ્પ કર; સિદ્ધ કર; સાધુયા – સારી રીતે, સંપૂર્ણપણે; મા – નહિ; નઃ – અમને; સંઅરણે – સંગ્રામમાં – યુદ્ધના મેદાનમાં; વધીઃ – વધ કર.

## અનુવાદ

શા માટે ઓ ઇન્દ્ર! તું અમને હણવા ઇચ્છે છે? મરુતો [તો] તારા આ સહોદરો છે, તેમની સહાયવડે સંસિદ્ધિ પ્રાપ્ત કર; (આ) ઘોર સંગ્રામમાં અમારો વધ મા કર.

[મરુતો – વિચારની પ્રચંડ, વિનાશક, તેજસ્વી શક્તિઓ. "ઘણા જ વેગવાળા" "તેજસ્વી" અને "ઘોર" મરુતો કહેવાય છે. તેઓ ઇન્દ્રના ગણ છે.

ઇન્દ્ર – મનોમય ભૂમિકાની ઉચ્ચમાં ઉચ્ચ કક્ષાનો અધિપતિ. વિશ્વમાં કાર્ય કરી રહેલ સર્વ સામાન્ય માનસિક વ્યાપારોની ઉપર આવી રહેલ ઉચ્ચ મનોમય ભૂમિકાનો અધિષ્ઠાતા: ભગવાનની શક્તિનું એક વિશિષ્ટ સ્વરૂપ.

ઇન્દ્ર અને મરુત્ બન્ને એક જ ભૂમિકાના માટે સહોદર – ભ્રાતર – પરંતુ ઇન્દ્ર પ્રમુખ અને મરુતો ગૌણ.

અગસ્ત્ય ઋષિ ઇન્દ્રને મરુતો જોડે મેળ મેળવીને પોતાનામાં પૂર્ણતા સ્થાપન કરવા માટે પ્રાર્થના કરે છે.

માનવનો આધ્યાત્મિક પ્રગતિનો પ્રયત્ન બંધ પડે તે મૃત્યુ. અહંતાપૂર્વક પ્રયત્ન કરવાથી યજ્ઞની – આત્મસમર્પણની – ક્રિયા બંધ પડે છે – તેજ આધ્યાત્મિક મૃત્યુ. અગસ્ત્ય તેમાંથી બચાવવા ઇન્દ્રને કહે છે.]

ઇન્દ્ર : (ઋ. ૩)

किं – नः – भ्रातः – अगस्त्य – सखा – सन् – अति – मन्यसे ।
विद्म – हि – ते – यथा – मनः – अस्मभ्यं – इत् – न – दित्ससि ॥

**પદ – અર્થ :** કિં – કેમ, શા માટે; નઃ – અમારા; ભ્રાતઃ – બંધુ, ભાઇ; અગસ્ત્ય – હે અગસ્ત્ય !; સખા – મિત્ર; સન્ – થઇને, છતાં; અતિમન્યસે – ઉલ્લંઘન કરવાનો, અતિક્રમણ કરવાનો, વિચાર કરે છે;

વિદ્મ - અમે જાણીએ છીએ; હિ – નિશ્ચયપૂર્વક, નક્કી; તે – તારૂં; યથા – કેવી રીતે, કેવે પ્રકારે; મનઃ – મન; અસ્મભ્યં – અમને – મને; ઇત્ – નિશ્ચયાર્થ પ્રત્યય; ન – નથી; દિત્સસિ – દેવા ઇચ્છે છે.

### અનુવાદ

હે બંધુ અગસ્ત્ય! (મારો) મિત્ર થઇને મારૂં અતિક્રમણ કરવાનું કાં તું મન કરે છે?; હું બરાબર જાણું છું જે તું તારૂં મન અમને અર્પવા ઇચ્છતો નથી.

[ કેવળ મરુતોની સહાયતાથી જ પરમ સત્ય પ્રાપ્ત કરવા માટે વેગપૂર્વક ધસી રહેલ અગસ્ત્યને ઇન્દ્ર આ ઋચામાં સલાહ આપે છે. કહે છે કે "મારો બંધુ થઇને તું મારાથી પર થઇ જવાનો— મને વટાવીને ઉપર ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાઓમાં –(જ્યાં તે "અદ્ભુત" છે ત્યાં) જવાનો પ્રયત્ન શા માટે કરે છે? મરુતો મારા ગણ છે— તેઓ મુખ્ય નહિ પરંતુ ગૌણ છે.

તારી આહુતિઓ તો તારી અહંતાને અર્પણ થાય છે. મરુતોની વેગવાન પ્રવૃત્તિનો લાભ લઇ નવીન વિચાર સર્જનો

અને મનોમય સ્વપ્નો રચીને તું પરમ સત્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. પરંતુ તે બરાબર નથી.]

છન્દ: (ઋ. ૪)

अरं – कृण्वंतु – वेदिं – सं – अग्निं – इंधतां – पुरः ।
तत्र – अमृतस्य – चेतनं – यज्ञं – ते – तनवावहै ॥ ४ ॥

**પદ – અર્થ :** અરં – તૈયાર; કૃણ્વંતુ – કરો; વેદિં – (યજ્ઞની) વેદી; અગ્નિં – અગ્નિને; સંઇંધતાં – સુસમિદ્ધ કરો,– પ્રકટાવો; પુરઃ – આગળ – અગ્રભાગમાં; તત્ર – ત્યાં (છે); અમૃતસ્ય – અમરત્વનું – આનંદઘન ચૈતન્યનું; ચેતનં – જાગૃતિ – ચૈતન્ય, ચેતન; યજ્ઞં – યજનક્રિયા; તે – તારી; તનવાવહૈ – આપણે બંને – (બેય) વિસ્તારીએ – વધારીએ.

**અનુવાદ**

વેદીને તૈયાર કરવા દો; પૂર્વે અગ્નિને સુસમિદ્ધ કરવા દો – અમૃતત્વનું – ચૈતન્ય ત્યાં જાગ્રત થાય છે, (પછી) આપણે બંને મળીને યજ્ઞને વિસ્તીર્ણ કરીએ.

[ફરીને વેદી ચેતાવ – જીવનરૂપી વેદીને તૈયાર કર. અહંતાનો પ્રયત્ન બંધ કર – અને આત્મસમર્પણ – યજ્ઞનો આરંભ કર. ભગવાનની તપઃશક્તિનો અગ્નિ ચેતાવ. તેનામાં સઘળું હોમી દે. અમરતાનો પરમ આનંદ અહંકારભર્યા (આધ્યાત્મિક) પ્રયત્નવડે નહિ પરંતુ સમર્પણની ક્રિયાવડે – યજ્ઞવડે – પ્રાપ્ત થાય છે. એવો વિશુદ્ધ તારો યજ્ઞ હશે તો હું અને તું – વિરાટ શક્તિસ્વરૂપ દેવ અને માનવ – બંને મળીને તેનો વિસ્તાર કરીશું. તેને મહાન બનાવીશું – તેની સિદ્ધિ મેળવીશું :– જગતમાં પૂર્ણતા પ્રકટાવીશું.]

**અગસ્ત્ય :** (ઋ ૫)

**त्वं–ईशिषे–वसुऽपते–वसूनां – त्वं – मित्राणां – मित्रऽपते –धेष्ठः।**
**इन्द्र – त्वं – मरुत्ऽभिः – सं – वदस्व – अध – प्र – अशान –**
**ऋतुऽथा – हवींषि ॥ ५ ॥**

**પદ – અર્થ:** ત્વં – તું; ઈશિષે – રાજ્ય કરે છે, અમલ ચલાવે છે, પ્રભુ છે; વસુપતે – હે વસુપતિ!; વસૂનાં – સર્વ પ્રકારની સમૃદ્ધિનો – રિદ્ધિસિદ્ધિઓનો ત્વં – તું (છે); મિત્રાણાં – મિત્રોનો, સખાઓનો; મિત્રપતે – શ્રેષ્ઠ મિત્ર,– ઉત્તમોત્તમ સખા; ધેષ્ટઃ – સર્વનો ધારણકર્તા; સમર્થ ધર્તા; સર્વશ્રેષ્ઠ ધર્તા.

હે ઇન્દ્ર! ત્વં – તું – મરુદ્ભિઃ – મરુતોની સાથે; સંવદસ્વ – સંવાદ સ્થાપન કર,– એક મનનો થા; અધ – અને પછી; પ્ર – અશાન – સારી રીતે ભોગવ – બરાબર ઉપભોગ કર; ઋતુથા – સત્ય પ્રકારે નિયત થયેલ, યોગ્ય અનુક્રમ અને પ્રમાણમાં ગોઠવેલ; હવીંષિ – આહુતિઓ, હવિઓ.

**અનુવાદ**

હે રિદ્ધિસિદ્ધિના પતિ! તારી આણ પ્રવર્તે છે; (અમારા) સર્વે મિત્રોમાં તું શ્રેષ્ઠ મિત્ર છે; ધારણ કરનારાઓમાં પણ તું જ શ્રેષ્ઠ છે! મરુતોની સાથે હે ઇન્દ્ર! તું સંવાદ (મેળ) સ્થાપન કર; – અને પછી સત્ય અનુક્રમમાં અપાયલી (યજ્ઞની) આહુતિઓનો ઉપભોગ કર – (આનંદ લે.)

[તારી આજ્ઞા પ્રમાણે થાઓ. હે ઇન્દ્ર! તું સમ્રાટ છે. મનોમય, પ્રાણમય અને અન્નમય ભૂમિકાઓનો. ભૂતમાત્ર (Matter)ના ઉપર તથા પ્રાણનાં કાર્યો ઉપર મનનું જ રાજ્ય

ાલી શકે છે તે કોનાથી અજાણ્યું છે? વસુ-આંતર અને
ાહ્ય રિદ્ધિસિદ્ધિ સર્વેનો તું દાતા છે. માટે તું જે પ્રમાણે,
આપશે તે હું સ્વીકારીશ. તું મારો પરમ સખા છે. અને
ને ટકાવી રાખનારાઓમાં-ધારણ કરનારાઓમાં, તું શ્રેષ્ઠ છે.

મરુતો-વિચારની પ્રચંડ શક્તિઓ અને તું બંને
રસ્પર મેળ મેળવો જેથી મારી પ્રગતિમાં તમારા બેનું
ર્ણ નડે નહિ પરંતુ આરામ અને સુખરૂપ મારી યાત્રા
ય. હવેની આહુતિઓ "રીતસર" "વિધિપૂર્વક"-આનુ-
ૂ-સાચા ક્રમ પ્રમાણે-(પ્રથમ, ઇન્દ્ર અને પછી, મરુત)
હોવાથી તેમનો ઇન્દ્ર પણ સ્વીકાર કરશે અને આનંદ લેશે.]

અનુવાદ જોતાં જણાશે કે એ સૂક્તમાં યજ્ઞની આહુતિ-
ના આનુષક્નો-અર્પણ કરવાના સાચા ક્રમનો-ભંગ
ેલો છે, અને તેથી યજ્ઞની ક્રિયા બંધ રહેલી હોવી જોઇએ,
રણકે ૪થી ઋચામાં ઇન્દ્ર અગસ્ત્યને કહે છે કે "વેદી
ાર કરાવ, અગ્નિને પ્રકટ કર."

આ સૂક્તની પહેલી ઋચા યાસ્કે નિરુક્તમાં સમજાવી
તેમાં ઇન્દ્રને માટે સંકલ્પેલી આહુતિ અગસ્ત્ય ઋષિએ
ુતોને આપી દીધી તેથી તે પરિદેવના કરે છે એવો તેનો
બંધ તે કલ્પે છે; અને પછી ઋચાનો અર્થ કેવો વિચિત્ર
છે? "આ આહુતિ હાલમાં અપાય છે તે (મારે માટે)
ી; કાલે પણ તે મને મળશે કે કેમ, તે કોણ જાણે છે?
તો અદ્‌ભૂત-અનુદ્‌ભૂત!-છે? અને અન્યના (અગસ્ત્યનાં)
ામાંની વાત છે. મારે માટે કલ્પાયલી આ અત્યારની
ાહુતિ તો અલોપ થાય છે!"

કોઇ પણ વિચારવાન વાચક જોઇ શકશે કે શબ્દોને ગમે તેવા તાણવાથી પણ ઉપરનો અર્થ આખા સૂક્તમાં કે તેની છૂટી ઋચામાં બંધબેસતો નથી.

મરુત એ વિચારની વેગભરી વિદ્યુતશક્તિનું સૂચક આખાય ઋગ્વેદમાં બરાબર બંધબેસતું આવે છે. "ઇન્દ્ર" મનોમય ભૂમિકાની સૌથી ઊંચેની કક્ષાનો સ્વામી છે: એટલે કે વિરાટમાં જે અનંત મનોમય વ્યાપાર ચાલી રહ્યો છે તેનો અધિષ્ઠાતા તે ઇન્દ્ર. ઇન્દ્ર અને મરુતનો પરસ્પર સંબંધ જોતાં ઉપલા સૂચકની સાર્થકતા જણાય છે. મરુતોને સ્વતંત્ર દેવતાઓ તરીકે બહુ જ થોડી ઋચાઓમાં આહ્વાન કરવામાં આવેલું છે. જ્યારે જ્યારે તેમને બોલાવવામાં આવે છે ત્યારે ત્યારે ઘણું ખરું "**इन्द्र ज्येष्ठो मरुद्गणः**" "ઇન્દ્રની સરદારી નીચે મરુદ્ગણ"ને આહ્વાન કરવામાં આવે છે. જ્ઞાનાલોકિત મનોમય ભૂમિકાનો અધિષ્ઠાતા ઇન્દ્ર (દિવ્ય, વિરાટ મનોમય શક્તિ) તે વિચારનાં વિદ્યુતવેગી બળો – મરુતો – ના ઉપર આધિપત્ય ભોગવે જ. એટલે કે જીવનરૂપી યજ્ઞમાં જ્યારે આધ્યાત્મિક સત્યની પ્રાપ્તિ કરવાની અભીપ્સાનો અગ્નિ જાગ્રત થાય – યાને યજમાન તેને જાગ્રત કરે – ત્યારે મનની સર્વ ક્રિયાઓ વિરાટ મનના અધિષ્ઠાતા ઇન્દ્રને મનોમય ભૂમિકા સમસ્તના સ્વામી તરીકે અર્પણ થવી જોઇએ. માનવના પોતાના સર્વે માનસિક વ્યાપારો ખરું જોતાં તેની અંગત માલિકીના નહિ પરંતુ વિરાટમાં ચાલી રહેલ મનોમય વ્યાપારનો જ અંશ હોઇ તેમાંથી સતત વિચારોની, મનોમય સંકલ્પોની, ક્રિયાઓની આપલે થયા જ કરતી હોય છે. એ

માનસિક ક્રિયાઓના સમર્પણનો ઇન્દ્ર જ ખરું જોતાં અધિકારી છે, પરંતુ તેના સહાયકોમાં "વાયુ" અને "મરુતો" ઘણી વાર વેદમાં વર્ણવેલા છે તેઓને પણ આહુતિનો ભાગ મળે છે. મરુત એ સ્થૂળ જગતમાં ઝંઝાવાત, વંટોળિયા વગેરેના અધિષ્ઠાતા દેવ પણ ગણાય છે. એ સ્થૂળ તોફાન, વંટોળિયાની આંધીનું ચઢવું, પવનનું પ્રચંડ ફૂંકાવું, જૂનાં ઘરોને, વૃક્ષોને, ડગુમગુ થઇ રહેલ સર્વે વસ્તુઓને ભાંગીતોડી ચૂરા કરી નાંખવું, કચરાને, સૂકાઇ ગયલી – નિઃસત્ત્વ થઈ ગએલ વસ્તુઓને ઘસડી જવું – વગેરે સર્વ વ્યાપારો મનોમય ભૂમિકામાં માનવનો આત્મા જે પ્રચંડ વંટોળિયાઓ અનુભવે છે અને જે ભાંગફોડ અને વિનાશ (તેની પ્રગતિ માટે જરૂરી) પરિણમે છે તેની જોડે બરાબર બંધ બેસે છે. વળી મરુતોને ઇન્દ્રના "તેજસ્વી" ગણ તરીકે વેદમાં હમેશાં વર્ણવેલા છે. "તેજસ્વી" કારણકે સ્થૂલ જગતમાં જેમ વંટોળિયા સાથે વિદ્યુતના કડાકાઓ અને ઝબકારા થાય છે તેમ મનોમય ભૂમિકામાં પણ અંધકારભરી વંટોળીએ ચઢેલી ઘનઘોર દશામાં પણ કડાકાઓ થઇને જ્ઞાનની વિદ્યુતના ઝબકારા માનવ અનુભવે છે અને પોતાના મનમાં આવી રહેલ પ્રચંડ વિપ્લવની પાછળ રહેલ સત્યની ક્ષણભર ઝાંખી કરીને આશ્વાસન લે છે. પરંતુ, આ તો આપણે અગસ્ત્યના સૂક્તથી દૂર ચાલ્યા.

આગલા લખાણ ઉપરથી સ્પષ્ટ થશે કે અગસ્ત્ય ઋષિએ ઇન્દ્રને કોરાણે મૂકીને કેવળ મરુતોને આહુતિ અર્પણ કરવામાં ક્રમનો ભંગ કર્યો હતો. તેથી તેનો યજ્ઞ બંધ પડ્યો; અને

ઇન્દ્ર તેનો આધ્યાત્મિક વિનાશ કરવાને જાણે તત્પર થયો હોય એમ તે અનુભવે છે, તે સમયનું આ સૂક્તમાં વર્ણન છે. એટલે કે આ વિશ્વના અંતિમ સત્યને પ્રાપ્ત કરવા માટે જ્યારે માનવનો આત્મા કેવળ "વિચારની વિદ્યુત્મયી શક્તિ-ઓનો"–મરુતોનો–આશ્રય લઇને વંટોળિયાની ગતિથી જૂના નિઃસત્વ વિચારોને ભાંગતો અને નવીન તેજસ્વી સ્વરૂપો ઘડતો પરમ સત્યની પ્રાપ્તિ પ્રત્યે ગતિ કરવાને અધીરો બની જાય છે ત્યારે વિરાટશક્તિઓ તેનો વિરોધ કરીને તેને અટકાવે છે, કારણકે એવી ઉતાવળ કરવા જતાં માનવની પ્રકૃતિમાં ઘણી કચાશ રહી જાય છે. જે વિરાટ સત્તા વિશ્વ-સકળમાં મનોમય વ્યાપારોની અધિષ્ઠાતા છે તે એની અધીરાઇને રોકે છે. એક બાજુએ અહંતાભર્યા પ્રયત્નવડે માનસિક વિચારોની વિદ્યુત્ અને ઝંઝાની સહાયતાથી પ્રગતિ કરવા તલપી રહેલો માનવ છે અને બીજી બાજુએ વિરાટની દિવ્ય સત્તા જે વિશ્વમાં ભગવાનનો અંતિમ હેતુ તેની ધારણા પ્રમાણે પાર પાડવા મથે છે, તે છે. આ બે વચ્ચેની ખેંચાખેંચ તે આ સંવાદનો વિષય છે.

ઇન્દ્ર અગસ્ત્યને તે પરમ અદ્‌ભુતનું સ્વરૂપ પ્રથમ સમજાવે છે. તે કહે છે કે વર્તમાનની ઘટનાઓમાં અને વાસ્તવિકતાઓમાં તે (સત્ય) નથી; વળી, કાલે એટલે કે ભાવીની શક્યતાઓ અને સંભાવ્યતાઓમાં પણ તે (સત્ય) રહેલું નથી. એ અદ્‌ભુત ને કોઈ જાણી (બુદ્ધિવડે) શકે તેમ નથી. સર્વે જગત તેનાં જ રૂપોનું બનેલું છે, છતાં તેમનાથી તે પરિચિત નથી. તે "સ્વ" (સ્વરૂપે) છે.

છતાં "અન્ય" ગણાતી વસ્તુઓમાં સંચરે છે–ગતિ અને ક્રિયા કરે છે. તેની ગતિ અને ક્રિયાવડે તેને જાણી શકાય છે, પરંતુ જો તેનું પોતાનું સ્વરૂપ જાણવા માટે બુદ્ધિવડે પ્રયત્ન કરવામાં આવે તો તે અલોપ થઇ જાય છે: બુદ્ધિ તેને ગ્રહણ કરી શકતી નથી.

આને આ જ વિચાર કેનોપનિષદમાં છે. જ્યારે વિચિત્ર યક્ષનું સ્વરૂપ લઇને પોતે અપાવેલા વિજયનું અભિમાન લેત દેવોનો ગર્વ બ્રહ્મે ઉતાર્યો ત્યારે સૌ દેવતાઓથી છેલ્લો ઇન્દ્ર તેની સમીપ ગયો. અને તેને પૂછ્યું "તું કોણ છે?"– "**तस्मात् तत् तिरोदधे**"—"તે અલોપ થઇ ગયો" બીજા સર્વે દેવોને વિરાટ–વિશ્વની ક્રિયાઓ પોતાની શક્તિ વિના કરવાની અશક્યતા બ્રહ્મે બતાવી આપી પરંતુ મનોમય ભૂમિકાનો સ્વામી ઇન્દ્ર જ્યારે તેને જાણવા માટે ગયો ત્યારે –તે અલોપ થઇ ગયા! (ઉપનિષદના અને વેદના તત્ત્વમાં મૌલિક એકતા રહેલી છે, છતાં સઘળી વિગતોમાં તે લાગુ કરવી શક્ય નથી.) વળી "**यद्बुद्धेः परतस्तु सः**" જે બુદ્ધિથી પર છે તે તે છે" એ સૂત્રમાં અને એવાં બીજા અનેક સૂત્રોમાં આપણે વેદની એ ઋચાનું જ સત્ય જોઇએ છીએ.

અગસ્ત્ય ઋષિ ઇન્દ્રનું કહેવું સ્વીકારે છે. તે કહે છે કે મરુતોને મેં આહુતિ આપી તેઓ તો તારા "સહોદરો"– "ભ્રાતરો"–છે–છતાં તું અમારો નાશ કરવા શા માટે સામો થાય છે? વિચારનાં તેજસ્વી સત્ત્વો મરુત અને મનોમય ભૂમિકાનો અધિપતિ ઇન્દ્ર – બંને મનોમય ભૂમિકાના જ

હોઈ સહોદરો છે. અગસ્ત્ય ઈન્દ્રને કહે છે કે મરુતોની સાથ લઈને મારામાં સંસિદ્ધિ સ્થાપન કર. આ આધ્યાત્મિક સંગ્રામમાં અમારો વિનાશ કર નહિ.

આ પ્રમાણે અગસ્ત્ય ઇન્દ્રના હાથમાં બધી વાત સોંપે છે: પોતાનો અહંતાભર્યો પ્રયત્ન વિરાટશક્તિને અર્પણ કરે છે. અને મરુતોની સાથ લઈ પોતે સીધે સીધા ઉચ્ચ ભૂમિકામાં ધસવાને બદલે ઇન્દ્રની ઈચ્છા પ્રમાણે પોતાનો વિકાસ કરવા તત્પર થાય છે. ત્યારે ઈન્દ્ર પણ આર્દ્ર બને છે અને કહે છે – હે અગસ્ત્ય તું મારો સહોદર છે. તું મારો મિત્ર છે. "સહોદર,"– કારણકે ઇન્દ્ર અને અગસ્ત્ય – દેવ અને માનવ – બંને એક જ પ્રભુનાં સંતાનો છે. અને "મિત્ર"– ઉચ્ચ ભૂમિકા પ્રત્યે પ્રયાણ કરવાનો પ્રયત્ન બંને ય કરે છે તેથી, અને માનવ તથા દેવ વચ્ચે દિવ્ય પ્રેમ તે કારણે જામે છે તેથી.

"અત્યાર સુધી મારો સખા અને ભાઈ થઇને તું હવે મને મૂકીને અતિક્રમણ કરવા તૈયાર થયો છે – તે શા માટે? મારી ભૂમિકા – મનોમય ભૂમિકા – માં પૂર્ણતા પ્રાપ્ત કર – તેને સ્થાપન કર – પછીથી આગળ વધ – તે પહેલાં નહિ. મરુતોના ગણની ક્રિયાને પરિણામે જે નવીન વિચાર – સ્વરૂપો અને સૃષ્ટિઓ તું રચે તે બધી ય મને અર્પણ કર. હું તને આગળ જવાનો માર્ગ બતાવીશ."– આ પ્રમાણે ઇન્દ્ર તેને સમજાવે છે.

અને પછી ઉમેરે છે — અહંતાપ્રધાન તારો આ પ્રયત્ન બંધ કર, ફરીને યજ્ઞની વેદી તૈયાર કરીને આત્મસમર્પણની ક્રિયા શરૂ કર. દિવ્ય સત્ય પ્રાપ્ત કરવાની વિશુદ્ધ અભીપ્સા

–રૂપી અગ્નિને જાગ્રત કર. અને પછી હું અને તું–માનવ અને વિરાટ દિવ્યશક્તિરૂપ દેવ–અંને મળીને તારા સમર્પણને વિસ્તીર્ણ કરીએ.

અગસ્ત્ય ઇન્દ્રની સલાહ સ્વીકારે છે–ઇન્દ્રના મનોમય વ્યાપારોની પૂર્ણતા પ્રાપ્ત કરવામાં પરમ સત્ય સ્વરૂપની જ ક્રિયા જોવાને તે તૈયાર થાય છે. મનની ભૂમિકાનો સ્વામી ઇન્દ્ર તેની પોતાની, અને મનની નીચેની સર્વેનો, સ્વામી છે. તે સર્વમાં તેનું (મનોમય ભૂમિકાના અધિષ્ઠાતાનું) સામ્રાજ્ય પ્રવર્તે છે. અને આપણે જાણીએ પણ છીએ કે જડ તત્ત્વ ઉપર–ભૂત માત્ર (matter) ઉપર અને પ્રાણી માત્ર (life) ઉપર મનનું સામ્રાજ્ય કેવું પ્રવર્તે છે. દિવ્ય મનોમય ભૂમિકાનો અધિષ્ઠાતા ઇન્દ્ર સર્વ પ્રકારની પૂર્ણતા એ ત્રણે જગતોમાં આપી શકે છે. તેથી તે 'વસુનાં વસુપતિ' છે. આધ્યાત્મિક પ્રગતિ કરનારાઓનો તે સૌથી ઉત્તમ મિત્ર છે. સાધકોના ચૈતન્યમાં કેટલાંક સત્યોને તે (ઇન્દ્ર) જ ધારણ કરી રાખીને ચિરસ્થાયી કરી મૂકે છે.

આ પ્રમાણે પોતાનો અંગત પ્રયત્ન ઇન્દ્રના હાથમાં મૂકીને અગસ્ત્ય ઋષિ યજ્ઞની આહુતિ આપવા તૈયાર થાય છે. ઇન્દ્રને મરુતો જોડે વાતચીત કરી લઇ મેળ મેળવવા માટે કહે છે. જેથી કરીને પોતાની પ્રગતિમાં એ દિવ્ય શક્તિઓ સામસામી અથડાય નહિ,– પરંતુ એકબીજીની જોડે મળીને, સાહ્યમાં રહીને સમગ્ર પૂર્ણતા તેનામાં સ્થાપન કરે.

હવે પછીથી યજ્ઞની આહુતિઓનો ક્રમ યથાસત્ય ગોઠવાયલો છે–(એટલે કે પ્રથમ ઇન્દ્ર અને પછી મરુતો)

—તેથી હવેની આહુતિઓ ઇન્દ્રને માટે આવી છે. અને તે સમર્પણની ક્રિયાનો આનંદ હવેથી ઇન્દ્ર ભોગવી શકશે.

આ સૂક્તનો અર્થ કેટલો ઋજુ છે તેને માટે એનાથી બીજા જ સૂક્તમાં—૧·૧૭૧—માં—"ઇન્દ્ર, મરુત અને અગસ્ત્ય" એ ત્રણેનો સંવાદ લઇને ત્યાં આપણે આ ને આ સૂચકોવડે સ્પષ્ટતા કરીશું. વેદને તૂટક તૂટક લઇને અસંબદ્ધ અર્થ કરવાનો રિવાજ પડી ગયો છે તેની નિઃસારતા પણ વાંચનાર સહજ જોઈ શકશે.[1]

---

[1] આ સર્વ સ્ફોટન માટે લેખક પોતે જવાબદાર છે, શ્રીઅરવિંદ નહિ. —અં. બા. પુ.

દેવદિવાળી, ૧૯૯૨

# એક વૈદિક સંવાદ

[પ્રાચ્યવિદ્યાવિશારદોમાં ભારતવાસીઓ કેવા પ્રકારનો ફાળો આપી શકે એ પ્રશ્ન ઘણાંને ઘણાં વર્ષોથી થતો હશે. "કૌમુદી"ના છેલ્લા અંકમાં મહારાષ્ટ્રમાં એ દિશાની પ્રાથમિક શક્યતાઓ એક લેખકે પ્રકટ કરી છે: તથા લાહોરમાં મળેલી પ્રાચ્યવિદ્યાવિશારદોની પરિષદને અંગે પણ "પુરાતત્ત્વનો અભ્યાસ ભારતીય દૃષ્ટિબિંદુઓને અંગે થવો ઘટે છે" એવો ધ્વનિ સાંભળીએ છીએ. તેવે સમયે દુનિયાના સાહિત્યમાં આદિસર્જન તરીકે સર્વાનુમતે સ્વીકારાયલા આપણા વેદમાં હજી નવાં નવાં દૃષ્ટિબિંદુઓને કેટલું સ્થાન છે તેની એક દિશા બતાવી આપવાનો આ લેખનો હેતુ છે. ઉતાવળથી કોઇ એમ ન માની લે કે અહીં પ્રકટ કરેલ સંવાદ એ જ નવા દૃષ્ટિબિંદુનો એક માત્ર પુરાવો અને શક્યતા પૂરાં પાડે છે. આખુંય દૃષ્ટિબિંદુ "વેદરહસ્યપ્રદીપિકા"રૂપે પ્રકટ કરવાનો પ્રયાસ ચાલી રહ્યો છે ત્યાંસુધી વિદ્વાન તજજ્ઞો અને સામાન્ય વાંચકો ધીરજ રાખશે એવી આશા રાખું છું. આ આખુંય દૃષ્ટિબિંદુ શ્રીઅરવિંદની ક્રાંતદૃષ્ટિને પ્રાપ્ત થયેલ વેદના જ્ઞાન ઉપર રચાયલું છે એ અહીં કહેવું પ્રાપ્ત થાય છે.]

**વેદમાં** ઘણા સંવાદો છે—"ઇન્દ્ર અને અગસ્ત્ય"ના સંવાદથી શરૂ કરીને, "વસિષ્ઠ – અગ્નિ," "અગસ્ત્ય – લોપામુદ્રા," "ઇન્દ્ર – અગસ્ત્ય અને મરુતો;"–"પુરુરવસ્ અને ઉર્વશી" વગેરે. આ પ્રમાણે "સંવાદ" એ જગતજૂનો સાહિત્યનો પ્રકાર છે.

વેદની ઋચાઓમાં પ્રકૃતિના પદાર્થોમાં દેવત્વનું આરોપણ કરીને તેમની પૂજા – સ્તુતિ – કરવામાં આવી છે; તથા માનવજાતિની ઉષાના યુગમાં તેના માનસની સ્થિતિનું તે દર્પણ છે એમ સ્વીકારી વેદમાં માનવસંસ્કૃતિની પ્રાથમિક દશાનું આરોપણ કરવામાં આવે છે. આ મંતવ્યને સાબિતીઓથી ભરેલી હકીકતોનો અને તર્કથી અપરિહાર્ય દલીલોનો હજી જોઇએ તેટલો ટેકો નથી. એ વિષે વિશેષ ચર્ચાનું આ સ્થાન નથી. પરંતુ એટલું તો સર્વાનુમતે સ્વીકારાઇ ચૂક્યું છે કે ઋગ્વેદમાં સર્વ વિશ્વવ્યાપી એક સત્નો સ્પષ્ટ સ્વીકાર છે, અને વિધવિધ દેવતાઓ તે એકનાં જ નામો છે.

પ્રસ્તુત સંવાદના વિષય ઉપર આવતાં, અર્વાચીનોના અને ભારતીય ભાષ્યકારોમાં યાસ્ક અને સાયણાચાર્યના મત પ્રમાણે આર્યો સપ્તસિંધુના પ્રદેશમાં એટલે કે પંજાબ, કંદહાર અને અફગાનિસ્તાનના કેટલાક ભાગોના બનેલા પ્રદેશમાં વસતા હતા. પંજાબમાં સાત નદીઓ વહેતી તેથી તે પ્રદેશને "સપ્તસિંધુ" કહેવામાં આવતો, એવો પણ મત છે. "વિશ્વામિત્ર અને નદીઓ"ના સંવાદ વિષે નિરુક્તની કથાને આધારે, એમ કહેવામાં આવે છે કે, વિશ્વામિત્ર ઋષિએ પૈજવન રાજા પાસે યજ્ઞ કરાવી ભારે દક્ષિણા લીધી

હતી. ત્યાર પછી વિપાશ્-શતદ્રુ નદીઓના સંગમે આવીને તેણે નદીઓને "ગાધા"–છીછરી – થવાને પ્રાર્થના કરી. એને પરિણામે નદીઓનાં પાણી ઓછાં થયાં અને વિશ્વામિત્ર અને તેના "અનુયાયીઓ"– નિરુક્તકાર તેમને "તસ્કરો" કહે છે–પણ એ સંગમને પાર કરી ગયા. એ કથાનો સાધારણ વિચાર કરતાં તેને રામાયણમાં ભગીરથે ગંગાનું અવતરણ કરાવેલ, એ કથા સાથે સરખાવવામાં આવે છે. ભગીરથે ઘણી મહેનત કરીને ગંગા નદીને પર્વત ઉપરથી હિંદના સપાટ પ્રદેશમાં લાવવા માટે જરૂરી "એન્જીનીયરીંગ" કાર્ય કરાવેલ હશે એવી માન્યતા ઘણી પ્રચાર પામેલી છે. તે જ પ્રમાણે વિશ્વામિત્રે વિપાશ્ –(હાલ જેને "બિયાસ" કે "બીયા"– કહેવામાં આવે છે તે) અને શતદ્રુ – એટલે હાલની "સતલજ"—ને પહેલવહેલી ઉત્તીર્ણ કરી હશે એવું અનુમાન દોરવામાં આવે છે.

આ અનુમાન સાચું છે કે નહિ તેની સમીક્ષા કરવાનું અહીં સ્થાન નથી. પ્રશ્ન એ છે કે સપ્તનદીઓની જ્યાં વાત છે ત્યાં વિશ્વામિત્ર ફક્ત એનાં જ સ્પષ્ટ નામો જણાવે છે. બીજું, નદીઓને "**દેવતા**" તરીકે સંબોધવામાં આવેલ છે, ભલે, તે સમયની એક પ્રચલિત સામાન્ય રૂઢિ તરીકે હોય.

ત્રીજું—નદીઓ વિષે બોલતાં વિશ્વામિત્ર "બહુવચન" પણ વાપરે છે, અર્થાત્ તેના મનમાં બે કરતાં વધારે નદીઓ હોય એ સંભવિત છે—એટલે સાત અથવા તો ત્રણ કે ચાર નથી. નદીઓ પણ પોતાને વિષે "બહુવચન"નો પણ પ્રયોગ કરે છે તેનાથી એ અનુમાનને સમર્થન મળે છે. એટલે

કે વિશ્વામિત્રઋષિના મનમાં "સાત નદીઓ"ની પ્રતિનિધિ તરીકે જ વિપાશ અને શતદ્રુ હોય એ સંભવિત છે.

ચોથું—નદીઓને કેટલાંક વિશેષણો અને સંબોધનો લગાડવામાં આવેલાં છે, જે સ્થૂલ જલના સ્રોતને ભાગ્યે જ લાગુ કરી શકાય તેવાં છે.

વિશ્વામિત્રના સૂક્ત વિષે આટલી સ્પષ્ટ નોંધ કરીને આપણે "નદીઓ" સામાન્ય રીતે કહેતાં "જલ" (आपः) અને 'સમુદ્ર' વગેરેનો વેદમાં શો અર્થ થઈ શકે તેમ છે તે જોવાનો પ્રયત્ન કરીશું.

(૧) વેદમાં **अपोदिव्याः**–"દિવ્ય જલ"; "**देवी आपः**" "દૈવી પાણી"; **स्वरवतीरपः**–"સ્વર્લોકવાળાં પાણી"–એવા પ્રયોગો ઘણા છે. વળી, **समुद्र**–સમુદ્રનું પણ તેમાં સ્પષ્ટ વર્ણન છે. તે ઉપરાંત **सप्तनद्यः; सप्तमातरः सप्तधेनवः** વગેરેનું વર્ણન છે. અને **सरस्वती**–સરસ્વતી–જે પ્રેરણાની દેવી તરીકે ખુદ વેદમાં વર્ણવેલ છે તેને જ **नदी** તરીકે પણ સંબોધન કરવામાં આવેલ છે. એટલે કે "પાણી" "નદી"–"સમુદ્ર"–એ ત્રણેનો માનસના વ્યાપારો સાથે સંબંધ વેદમાં અને ત્યાર પછીના સાહિત્યમાં સ્પષ્ટ રીતે સૂચિત છે. "પ્રેરણાના પ્રવાહ–"ને "સરસ્વતી નદી" કહેવાય એમાં આર્ય માનસને શું અપરિચિત હોય? વેદમાં **हृदयात् समुद्रात्** "હૃદય-સમુદ્રમાંથી" એવો પણ ઉલ્લેખ છે અને વેદનાં જલ સામાન્ય સ્થૂલ જલથી તો ક્યાંયે જૂદાં છે! **आपोहिष्टामयो भुवः** (૧૦–૯)—"**मय**ની–આનંદની–ભૂમિકામાં ઉત્પન્ન થયલાં તે જલ" "**उर्जे दधातन**" છે.–"અમને ઉર્જસ્–શક્તિ, બળ–અર્પણ કરનારાં છે"–તે "**चक्षसे**"–"ચક્ષુને-દર્શનને–

માટે" ઉપયોગી છે.

વેદને છોડીને ત્યાર પછીના કાળમાં પણ આપણી સંસ્કૃતિમાં "પાણી"નો સૂક્ષ્મ વ્યાપારો સાથેનો સંબંધ ચાલુ જ રહેલો જણાય છે. યોગના સાહિત્યમાં **इडा, पिंगला** અને **सुषुम्णा**-ના સંગમને **त्रिवेणीसंगम** કહેવામાં આવે છે, અને **गंगा, यमुना, सरस्वती**ના સંગમ તરીકે પણ તેનો ઉલ્લેખ તાંત્રિકો કરે છે. સાહિત્યમાં પણ "જ્ઞાનની" ગંગા– સુપ્રસિદ્ધ છે. તર્કશાસ્ત્રમાં કે દર્શનોમાં સચ્ચિદાનંદને સાગર સાથે સરખાવવાનો કે ભક્તિસાહિત્યમાં ભગવાનને "નિખિલ રસામૃતસિંધુ" "કરુણાસિંધુ"– એ પ્રમાણે સંબોધવાનો રિવાજ સુપ્રચલિત છે. છેક આપણી પ્રાંતીય ભાષાઓમાં પણ તે કેવો કાયમ છે તે જોવા માટે દૂર જવાની જરૂર નથી. "પાણીડાં હેલે ચઢયાં" "રસસાગરનાં પૂર આવ્યાં" અને "દિલના દરિયા"– અને "દરિયાવ"–"મન મોજે ચઢયું છે" અને "એમનાં પાણી ઉતરી ગયાં છે." "સંસાર –ભવ–સાગર" વગેરે અનેક પ્રયોગો ઉપરના મંતવ્યને ટેકો આપે છે.

પુરાણોમાં સૃષ્ટિના પ્રલયને સમયે ક્ષીરસાગરમાં અનંત– શેષનાગના ગૂંછળા પર સૂતેલા વિષ્ણુભગવાનનું વર્ણન છે તે કેવું સુંદર ઉચિત અને સચોટ સૂચક–પ્રતીક–છે તે વળી કોઇ બીજે સમયે જોઇશું. કૃષ્ણસાહિત્યમાં પણ કાળી જમુના નદીમાં ડૂબકી મારી તેમાં સંતાઇ રહેલ "કાળીનાગ"નું શ્રીકૃષ્ણે "દમન" કર્યું. એ રૂપક–સૂચકનું રહસ્ય પણ આપણે અન્ય પ્રસંગે શોધીશું.

આર્યસંસ્કૃતિની બહાર ગ્રીક પુરાણોમાં નદીઓને એ પ્રમાણે માનસ-વ્યાપારોના સૂચક તરીકે વાપરવાની પ્રથા આપણને જણાય છે. તેમની હાઇપોક્રીન નદી જે કવિતાની પ્રેરણાની પોષક છે તેને પેગેસસ નામના દિવ્ય અશ્વે પર્વતના ખડક ઉપર ખરીનો આઘાત કરી વહેતી કરી એવી કથા છે અને ખ્રીસ્તિ ધર્મમાં "Holy-water" "પવિત્ર જલનું" અંજન અને માર્જન વિહિત છે.

હવે "સપ્તનદીઓ"–**सप्तनद्यः**–વેદમાં વર્ણવેલ છે તેમના સંબંધમાં એ સૂચક શો અર્થ બતાવે છે? એ પ્રથમ પ્રશ્ન છે. એ પ્રશ્નનો સાચો ઉત્તર મળે તે પહેલાં વેદની ઋચાઓમાંથી જ–આભ્યંતર પ્રમાણોવડે–આપણે વેદમાં વર્ણવેલાં "જલ", "નદી" અને "સાગર"–સૂચકો છે એમ સિદ્ધ કરી શકીએ ખરા? એનો વિચાર કરવો જોઇએ.

## જલ અને નદીનું સૂચકત્વ

પ્રથમ તો **सरस्वती** દેવીને સંબોધાયલી ઋચાઓ જોતાં આપણને જણાય છે કે સરસ્વતી નદી છે અને સાથે સાથે તે પ્રેરણાશક્તિની અધિષ્ઠાત્રી પણ છે. ઋચાઓમાં ઘણુંખરું **इळा, भारती** અને **सरस्वती** એ ત્રણે દેવીઓને એકી સાથે આહ્‌વાન કરવામાં આવેલું હોય છે. પરંતુ એકલી સરસ્વતીને સંબોધાયલી ઋચાઓ પણ છે. વેદ ૬–૬૧–૨માં ભરદ્વાજ ઋષિ શું કહે છે? જુઓ:–નદી રૂપે વર્ણન કરી "**पारावतघ्नीमवसे सुवृक्तिभिः सरस्वतीमा विवासेम धीतिभिः।**" "સુદૂર, ઊર્ધ્વ (ચૈતન્ય) સાગરને ભેદીને–અથવા તો પર્વતને ચીરીને વહી આવતી–એવી

સરસ્વતી નદીમાં સુસ્તુતિઓવડે અને અમારી ધારણાશક્તિવડે અમે વાસ કરીએ છીએ—(સ્થિતિ કરીએ છીએ)"

પછી ૬–૬૧–૪માં કહે છે **धीनामवित्र्यवतु** ।–"અમારી મેધા–પ્રજ્ઞાશક્તિની રક્ષણ કરનારી, તું રક્ષણ કર"—વળી, એ જ સૂક્તમાં આગળ સપ્ત નદીઓને સ્પષ્ટ સૂચન પણ છે— **सा नो विश्वा अति द्विषः स्वसृरन्या ऋतावरी । अतन्नहेवसूर्यः** (૬–૬૧–૯) **उत नः प्रियाप्रियासु सप्तस्वसा सुजुष्टा** । ૬–૬૧–૧૦.

અનુવાદ–"સત્યસંપન્ન તે–સરસ્વતી–અમારા સર્વે વિદ્વેષીઓથી–(તેમના હૂમલાઓથી) પર હોઇ તેણે પોતાની અન્ય ભગિનીઓનો વિસ્તાર કર્યો–જેમ સૂર્ય દિવસોનો કરે તેમ."

**उतनः प्रियाप्रियासु सप्तस्वसा सुजुष्टा । सरस्वती स्तोम्याभूत्** । (૬–૬૧–૧૦).

"વળી અમને પ્રિય એવી સાતે ભગિનીઓમાં સૌથી વધારે પ્રિય-પ્રિયતમ એવી, જેની પૂજા આનંદપૂર્વક કરવામાં આવે છે તે સરસ્વતી સ્તુતિયોગ્ય થાઓ."

સરસ્વતી "**आपपृषी**" "જળનું સિંચન કરનારી" છે, **अन्या** "**अपसामपस्तमा**"–"જળોમાં પણ અતિશય–તમ–જળ. વતી" વેગવાન જલસ્રોતોમાં અતિશય વેગવાન છે.

બીજું એક ઉદાહરણ લઇએ. **सरस्वती साधयन्ती धियं न इळादेवी भारती विश्वतूर्तिः** । ૨–૩–૮. "અમારી ધારણાશક્તિને–પ્રજ્ઞા–બુદ્ધિને પૂર્ણતા પ્રાપ્ત કરાવનારી સરસ્વતી, ઇલા અને સર્વ વિષયોમાં જેની ગતિ છે

તેવી વાચા,– ભારતી – દેવી ”–(૨ – ૩ – ૮). એ અવતરણમાં સરસ્વતીનું કાર્ય સ્થૂલ નદીનું નથી એ કેટલું સ્પષ્ટ છે?

વળી, ૭–૯૫માં **सरस्वती** મુખ્ય દેવતા છે. શું સુંદર વર્ણન છે? કહે છે, **एका चेतत् सरस्वती नदीनां शुचिर्यती गिरिभ्यः आ समुद्रात्। रायश्चेतंती भुवनस्य भूरेर्घृतं पयो दुदुहे नाहुषाय।** (૭ – ૯૫ – ૨). “પર્વતોથી શરૂ કરીને છેક સમુદ્રપર્યંત વહન કરનારી, સર્વ સરિતાઓમાં એક સરસ્વતી,– વિશુદ્ધ અને જ્યોતિર્મય સરસ્વતી – ચેતનવાન થઈ; ભુવનસમસ્તના વિપુલ આનંદો (આનંદદાયી સમૃદ્ધિ) પ્રત્યે અમારી ચેતનાને જાગ્રત કરી – તેમાં રહેલા આનંદોનું અમને ભાન કરાવી – તેણે નહુષના પુત્રને માટે જ્ઞાનજ્યોતિર્મય ઘૃતનું અને આનંદમય પયનું દોહન કર્યું.”

આગળ ૭ – ૯૬માં પણ વસિષ્ઠ ઋષિ સરસ્વતી દેવીની સ્તુતિ કરતાં કહે છેઃ– “**भद्रमिद्भद्रा कृणवत्सरस्वत्यकवारी चेतति वाजिनीवती।**”–(૭ – ૯૬ – ૩) “ભદ્રા – કલ્યાણકારી – સરસ્વતી કલ્યાણ કરો; ઐશ્વર્ય અને પદાર્થ બાહુલ્યવાળી, ઋજુગમનવાળી, (સરસ્વતી), અમારામાં ચૈતન્યયુક્ત થાઓ – (અમને ચૈતન્યયુક્ત – જાગ્રત ચૈતન્યવાળા – કરો),” ૭ – ૯૬ – ૩

આટલા ઉપરથી સ્પષ્ટ છે કે આ સરસ્વતી કોઈ પાર્થિવ સરિતા હોય એમ લાગતું નથી. નિદાન, તેવી પાર્થિવ સરિતા હોય તો પણ તેનો શબ્દાર્થ વેદના ઋષિના માનસમાં ઋચાના દર્શન વખતે નથી એટલું તો કોઈ પણ જોઈ શકે તેમ છે.

સરસ્વતી **चेतति** – " ચેતનાવાળી – ચૈતન્યયુક્ત " – **प्रबोधन्ती** – " બુદ્ધિને વિશેષ પ્રકારે જાગ્રત કરનારી " – જેમાં ઋષિ પોતાની મતિ યાને બુદ્ધિવડે – મનની ધારણા-શક્તિવડે – વાસ કરે છે – ( **त्रियासेम धीतिभिः ।** ) – જે ધારણાશક્તિનું રક્ષણ કરનારી છે, જે **ऋतावरी** – સત્યયુક્ત અને **चिकितुषा** – " જેમનામાં ચૈતન્ય જાગ્રત હોય તેવા – સજાગ – સચેતન – માનવને " અજ્ઞાનરૂપી અ-ચેતવ અવસ્થામાંથી – ચૈતન્યમય અવસ્થા પ્રાપ્ત કરાવવાની જેની પ્રવૃત્તિ છે – તેવી સરસ્વતી સ્થૂળ પાણીનો પ્રવાહ માત્ર છે એમ કોણ માની શકે ?

વેદમાં **आपः । अपः** " જલ "–નો પણ સરસ્વતી પ્રમાણે સૂચક તરીકે પ્રયોગ થયલો છે તે પૂરવાર કરવાનું અહીં અતિવિસ્તારને લીધે છોડી દઉં છું. " સમુદ્ર "ના સંબંધની ઋચાઓના સ્પષ્ટીકરણમાં તે ભાગ આવશે.

હવે સરસ્વતી વગેરે સપ્ત નદીઓનો વેદમાં વારે વારે ઉલ્લેખ આવ્યા કરે છે. એટલુંજ નહિ પરંતુ **सप्त** – સાત – એ એક પ્રકારની રહસ્ય સંખ્યા યાને ગૂઢ અંક તરીકે પણ આપણને જુદા જુદા પદાર્થો જોડે જોડાયલી જણાય છે. **सप्तनद्यो – सप्तसिन्धुः सप्तगावः सप्तमातरः, सप्त-धीतयः, सप्तस्वसारः, सप्तधेनवः सप्तअर्चिः ।** વગેરે વગેરે – એટલે સાત એ અંક વિશિષ્ટસૂચક હોવાનો સંભવ ઘણો છે. આર્યો અસ્તિત્વની ભૂમિકાઓના – ચૈતન્યના લોકનાં વર્ણનમાં સાત ભૂમિકાઓ **सत्, चित् आनंद विज्ञान** ( વેદમાં જેને **ऋतम्** કહે છે ) અને **मन, प्राण** તથા

**શરીર**–અથવા યૌગિક પરિભાષામાં જ મૂકવાનો આગ્રહ કરીએ તો નીચેથી માંડીને **अन्न, प्राण, मन, विज्ञान, आनंद चित् सत्**–એ પ્રમાણે છે.

સરસ્વતી એ સાત નદીઓમાંની એક છે અને તે "પ્રેરણાના પ્રવાહ"વાળી હોઇ તે સૂક્ષ્મ માનસિક અને આધ્યાત્મિક વ્યાપારોની શક્તિનું સૂચક હોય તો બીજી નદીઓ પણ તે પ્રમાણે સૂચક જ ગણાવી જોઇએ અને તેમના વર્ણનમાં પણ આપણને એ સૂક્ષ્મ ધર્મોનું જ પ્રતિપાદન દેખાવું જોઇએ. આપણે આ લેખના મુખ્ય વિષય તરીકે પસંદ કરેલી વિશ્વામિત્ર અને નદીઓના સંવાદમાં વિપાશ અને શતદ્રુ–પણ એવા જ પ્રકારના પ્રવાહો છે એવું સિદ્ધ કરવા માટે પૂરતી સાબિતી મળે છે. નદીઓ સાથેનો વિશ્વામિત્રનો આખો સંવાદ સુંદરમાં સુંદર સૂચકનો ઉત્તમ નમૂનો પૂરો પાડે છે.

સરસ્વતીના નામની વ્યુત્પત્તિ જોતાં જણાશે કે તેનો અર્થ "જે ગતિવાળી છે તે"–અર્થાત્ "પ્રવાહવાળી–ગતિવાળી"–"સરળશીલ સ્વભાવયુક્ત"–એવો થાય છે. માનવના મનોમય કોશની ઉપરથી જ્યારે દિવ્યપ્રેરણાનો "પ્રવાહ" સરી આવતો હોય છે ત્યારે તે નદીના જેવો જ હોય છે એવો અનુભવ જેમને "પ્રેરણા" શું છે તેની અનુભૂતિ થઈ છે તેમને નવો નહિ લાગે. વેદ પછીના પુરાણકાળમાં સરસ્વતી "વિદ્યા અને કલાની અધિષ્ઠાત્રી" તરીકે સ્વીકા ાયલી છે તે પણ મૂળમાં સૂક્ષ્મ માનસિક વ્યાપારો સાથેનો તેનો સંબંધ સિદ્ધ કરે છે. "સરણ કરતી ગતિ"–અર્થાત્–સરસ્વતી

– એ દિવ્ય પ્રવાહ છે. આપણાં તત્ત્વદર્શનોમાં અસ્તિત્વની – ચૈતન્યની – ગતિને અને તેની અનંત અપરિમેયતાને સાગરનું રૂપક ઘણાજ પ્રાચીનકાળથી ચાલતું આવ્યું છે અસ્તિત્વ માત્ર – સત્ માત્ર – ચેતનવાન્ અનંતની સરણશીલ ગતિ છે. તેનો સ્રોત છે – તેની નદી છે. પર્વતમાંથી સપ્ત નદીઓને ઇન્દ્ર પોતાના વજ્રના આઘાતવડે મુક્ત કરે છે – એવું વેદમાં વારંવાર જણાવવામાં આવે છે. ચૈતન્યની એ સાતે ગતિઓ માનવના સ્થૂલદેહની જડતામાં બદ્ધ થયલી અર્થાત્ પર્વતમાં વૃત્ર વગેરે આચ્છાદન કરનાર શત્રુઓની (અચેતનતા-વડે) ક્રિયાવડે રૂદ્ધ થયલી છે. તે સાતે પ્રવાહોને સ્વર (મનો-મય ભૂમિકાની ઉચ્ચમાં ઉચ્ચ કોટિ)નો રાજા ઇન્દ્ર – અર્થાત્ દિવ્ય મનની અધિષ્ઠાતા શક્તિ – પોતાના તેજોમય વજ્રાઘાત-વડે પર્વતને તોડીને તેમાંથી મુક્ત કરે છે. મુક્ત કરેલી એ સાતે નદીઓનાં વર્ણનો જુદે જુદે સ્થળે આપેલાં છે તે જોતાં તેમની ઊર્મિ **घृतवत्** –"ઘીવાળી" અને "**मधुमत्**" "મધવાળી" અર્થાત્ "તેજસ્વી" અને "આનંદદાયી" હોય છે.

મનથી પર જે **ऋतं**ની વિજ્ઞાનની – ભૂમિકા છે, ત્યાથી એ નદીઓ આવેલ છે. એટલે કે તેમનું મૂળ તો ઉચ્ચતર ભૂમિકાના અનંત ચૈતન્યમાં છે. તેમનું મૂળ કોઇ સ્થળે સ્વરલોકમાં પ્રકાશના જ્ઞાન-સૂર્યમાં છે એવું પણ કહેવામાં આવે છે. ઉપનિષદ્માં અનંત ચૈતન્યના પુંજીભૂત સમૂહને અને તેના આવિર્ભાવરૂપ સૂર્યને જ્ઞાનસૂર્ય તરીકે વર્ણવેલ છે અને તેનું સ્વરૂપ "**पुरूषमय**" છે એ સાથે આ વેદની

કથા સરખાવતાં આપણે તેનો સંબંધ બરાબર બેસાડી શકીશું.

વેદના જુદા જુદા ભાગો છૂટા છૂટા લેવાની પ્રથા કેટલી ભૂલભરેલી છે, તેનો ખ્યાલ આવો એકાદ પ્રશ્ન લઇને સમસ્ત વેદમાંથી તેનો અભ્યાસ કરનારનેજ જણાય તેવી છે. શું સાયણાચાર્ય કે શું પ્રાચ્યવિદ્યાવિશારદ પાશ્ચાત્યો બધાએ જ વેદને ખંડ ખંડ લઇને અર્થ કરવાને જે પ્રયત્નો કર્યા છે, તે પદ્ધતિ કેવળ અયથાર્થ છે. વેદનું ઉપર ઉપરથી વાંચન કરી જનારને પણ એટલું તો સ્પષ્ટ જ જણાઈ આવે છે કે જો કોઇ વસ્તુ નક્કી હોય તો તેની વાર્તાઓ, તેનાં સૂચકો, તેના વિચારો; અરે! દેવોનાં વિશેષણો અને તેમને અર્પાયલી ક્રિયાઓ અને કથાઓની સંપૂર્ણ એકતા છે. કોઇ પણ મંડળમાંથી અગ્નિઋચાઓ વાંચો એટલે તમને આ કથનનો અર્થ સમજાશે. જો અર્થની દરિદ્રતા હોય તો તે પણ સમગ્ર ઋગ્વેદમાં વ્યાપેલી હોવી જોઇએ. જો ઉન્નત દર્શન, સહજાવબોધ કે સાક્ષાત્કારની કવિતા હોય તો તે પણ સમગ્ર વેદમાં હોવી જોઇએ. છેક છેવટના ૧૦મા મંડળમાં ઓચિંતો બ્રહ્મવાદ આવી ચઢયો એવું જે અનુમાન આધુનિક અભ્યાસકોમાંના કેટલાક દોરે છે તે તર્ક સુસંગત નથી. ૧લા મંડળમાંની ઋચાઓમાં પણ સ્પષ્ટ શબ્દોમાં બ્રહ્મવાદ જેમાંથી ઉત્પન્ન થયો અને નવી પરિભાષામાં ગ્રથિત થયો તેનો ઉલ્લેખ જણાય છે.

મારો આશય એ છે કે સમસ્ત વેદ સૂચકોનું જ સર્જન છે; અને એ સૂચકો માટે ઋષિઓએ કેટલાક સ્થૂલ પદાર્થોને સ્વીકાર્યા છે, જેથી કરીને અતિ સંક્ષિપ્તમાં તેમનો અનુ-

અનુસાર સમાઇ શકે. આ દષ્ટિબિન્દુનું સંપૂર્ણ સમર્થન અહીં નથી કરવાનું. પરંતુ આટલા સૂચનમાત્રથી વેદમાં દર્શાવેલ "જલ," "નદી" વગેરે કેવું નવીન સ્વરૂપ ધારણ કરે છે અને એ સમગ્ર દષ્ટિબિંદુમાં કેવી રીતે બંધ બેસતાં થાય છે તે બતાવી આપવાનો હેતુ છે.

## અનંત ચૈતન્ય એટલે સાગર

અનંત ચૈતન્યને સાગર તરીકે વર્ણવવાનો વિચાર ઘણો જૂનો છે. તેમાં યે વેદમાં તો તે સમુદ્રનું વર્ણન ગમે તેવા સામાન્ય બુદ્ધિવાળાને પણ સૂચકરૂપે થયલું લાગ્યા વિના ભાગ્યે જ રહે. **घृतपृशं मधुमन्तं वनेम।** ૭. ૪૭. ૧. (**आपः**) એ આખું સૂક્ત "જલો"–ને અર્પણ કરેલ છે. તેમાં કહે છે: "ઇન્દ્રના આસ્વાદ યાને પાન માટે હે જલ! તમે પ્રથમ તમારી ઊર્મિ ઉત્પન્ન કરી. એવાં પવિત્ર, શત્રુઓનાં સંહારક અને ઘૃતથી યુક્ત તથા મધુવાળાં જલમાં અમે આનંદ લઇએ છીએ; દેવત્વ પ્રાપ્ત કરવાની અભિલાષાવાળા અમે તારી સૌથી વધારે–મધુયુક્ત–અત્યંત આનંદદાથી ઇન્દ્રને અત્યંત આહ્લાદ આપનારી ઊર્મિનો અમે ભાગ કરીએ; અને તે ઊર્મિનું, હે જલના પુત્ર અગ્નિ! તું રક્ષણ કરજે." તે જલ ક્યાં છે?

"**याः सूर्यो रश्मिभिराततान**" (૭–૪૭–૪)

"જગતને પ્રસવ આપનાર, સર્જક, સૂર્યદેવે જેમનો પોતાના કિરણોવડે પોતાના રશ્મિઓવડે વિસ્તાર કર્યો છે, અને ગમન કરવા માટે તત્પર થઇ રહેલ જેમની આનંદની ઊર્મિને ઇન્દ્રે વજ્રઘાત કરીને વિમુક્ત કરી" એવાં તે જલ છે.

એ અવતરણમાં, વિશ્વામિત્ર–નદીઓના સંવાદમાં છે

તે જ વાત જુદા રૂપમાં આલેખાયલી જણાય છે. વળી ૩જા મંડળના પ્રથમ સૂક્તમાં જે વર્ણન છે તે પણ સપ્ત નદીઓ એ સૂચક છે તેની અચૂક સાબિતી પૂરી પાડે છે. સ્થળ-સંકોચને લીધે તેનાં અવતરણો આપવામાં આવતાં નથી. પરંતુ એ જલમાં "સૂર્યનો જન્મ" થાય છે તેમાં દેવો "અગ્નિને પ્રત્યક્ષ" જુએ છે; તે અગ્નિ જલમાં દેખાય છે અને "જ્ઞાનવડે" પુષ્ટ થાય છે! અને "સત્ય"માં તે પોતાનું સદન કરે છે; દ્યાવા અને પૃથિવી એ બંને તે અગ્નિની પત્નીઓ છે! અને તે અગ્નિ અમૃતત્વ (આર્યને) આપે છે! (૩. ૧. ૨-૧૬)

એ જળોને વેદમાં **मद्य** – આનંદવાળાં કહ્યાં છે, **ऊर्जे** – શક્તિવાળાં કહ્યાં છે અને **घृतवत्** – તેજસ્વી – જ્ઞાનજ્યોતિ-યુક્ત અને **मधुमत्** ઊર્મિવાળાં, આનંદયુક્ત સંચલનવાળાં કહેવામાં આવ્યાં છે. કારણકે અનંતમાંથી તેઓની ગતિ માનવના સ્થૂલ શરીરમાં બદ્ધ થયેલા ચૈતન્ય ઉપર જ્યારે થાય છે ત્યારે માનવને જ્ઞાન, શક્તિ અને આનંદનો પ્રવાહ પોતાનામાં અવતરણ કરતો અનુભવાય છે. માનવના ચૈતન્યમાં એ પ્રવાહો સામાન્ય રીતે ગતિમાન નથી હોતા કારણકે અવ-ચેતનામાં જ્ઞાનનું આચ્છાદન કરી રાખનાર વૃત્ર – (આવરણ કરનાર) તેને ઢાંકીને પડેલો હોય છે, પરંતુ ઇન્દ્ર એટલે કે દિવ્ય મનોમય શક્તિ – યાને વિજ્ઞાનની મનોમય કોશમાં થતી ક્રિયાનો અધિષ્ઠાતા દેવ – ( Divine mind ) જ્યારે પોતાના જ્યોતિર્મય તીક્ષ્ણાઘાતવડે સ્થૂલ ભૂમિકાના પર્વતને આઘાત કરે છે ત્યારે વૃત્રનો વિનાશ થઇને મનોમય કોશમાં બદ્ધ

થઇ રહેલ એ સાતે સ્રોતો વહેવા માંડે છે અને માનવને જ્ઞાન, શક્તિ અને આનંદ પ્રાપ્ત કરાવે છે. સામાન્ય એટલે કે અજ્ઞાનથી આચ્છાદિત પાર્થિવ ચૈતન્યને વેદ આમ્નાયમાં **અદ્રિ** – યાને પર્વત એ સૂચકવડે આલેખવામાં આવેલ છે.

અનંત સત્નો સમુદ્ર તે જ વેદનાં "જલ"; તેના ચૈતન્ય-ભર્યા સાત ભૂમિકાના સાતે – દ્રવ્યો – ના ઉપર રચાયલા પ્રવાહો તેની ગતિઓ, તે જ તેની નદીઓ અને તે પ્રવાહને લીધે જ વ્યક્ત થયલા આપણા જગતની સાતે ભૂમિકાઓ અસ્તિત્વ ધરાવે છે. મનોમય કોશની ઉપર જેમ વિજ્ઞાન એટલે **ઋત**નો સાગર છે તેમ સ્થૂલ ભૂમિકાની નીચે અવચેતનાનો તમોમય "સાગર" પણ વેદમાં વર્ણવાયો છે. આમ એ સાગરો વચ્ચે આ સાત પ્રવાહો વહે છે. અને વ્યક્ત જગતને ટકાવી રાખે છે. સૂર્યના સાત રશ્મિની પેઠે એ સાત સરિતાના પ્રવાહોમાં સમગ્ર ગતિમાન વિશ્વ સમાઇ જાય છે. વિશ્વમાં ખેલતા અનંત ચૈતન્યના સાત શક્તિસ્રોતો તે જ સાત નદીઓ; ચૈતન્યમય વિશ્વની સાત મુખ્ય ગતિઓ તે જ એ સાત પ્રવાહો. પાર્થિવ ભૂમિકામાં વહીને તેઓ પ્રાણમય કોશમાં જાય છે. ત્યાં તેઓ વિશુદ્ધિ પ્રકટાવે છે, પ્રાણને ઉન્નત કરે છે, ઊર્ધ્વમુખી બનાવે છે. પ્રાણમાંથી ઊંચે ગતિ કરીને મનોમય ભૂમિકામાં આવી તેઓ યુવાવસ્થા પ્રાપ્ત કરે છે – અને વિધવિધ સ્રોતોમાં વહેંચાઇ જાય છે. છતાં તે સર્વેનું આદિસદન – મૂલ – એક જ છે! તે આદિધામ અનંત ચૈતન્યની ભૂમિકામાં એટલે કે **ઋતમ્**માં આવી રહેલું છે. ઉપરથી નીચે અને અધોથી ઊર્ધ્વ – અને નીચેથી ઊર્ધ્વ – વહેતા એ સાતે પ્રવાહો જ્યારે મનની ભૂમિકામાં

પ્રકટ થાય છે ત્યારે મનમાં જ્ઞાનની જ્યોતિ, દર્શનની વિશદતા, મુક્તિ, વિશુદ્ધિ વગેરે પ્રકટાવે છે, એટલું જ નહિ પરંતુ મનની ભૂમિકામાંથી આનંદની ઊર્મિઓમાં – છોળોમાં – મન, પ્રાણ અને છેક સ્થૂલ શરીરમાં વસતા ચૈતન્યને ન્હવરાવે છે।

પરંતુ વૈદિક ઋષિઓ મનથી પર રહેલ પરમ સત્યના ધામમાંથી – **ऋतंमांथी** – વહી આવતી સરિતાઓના સ્રોતથી સંતુષ્ટ થઇ રહેતા નહિ. વિશ્વામિત્ર ઋષિની પેઠે સર્વ "આર્યો" – **भरताः** – એ નદીઓને ઓળગીને સત્યના અનંત સાગરમાં, નદીઓનાં મૂલ સદનમાં, સ્થિર ચૈતન્ય ધારવાના ઉમંગી હતા. એ દિવ્ય સરિતાઓનાં તેજ, શક્તિ અને આનંદ સામાન્ય માનવ ચૈતન્ય માટે મહાન અને વિરલ છે જ. પરંતુ વેદકાળના નેતાઓ તો તેમાં સ્નાન કરી, તેમને વટાવી, અનંત ચૈતન્યરૂપી સાગરમાં સ્થિર સ્થિતિ પ્રાપ્ત કરવાને ઊર્ધ્વ ગતિ કરતા, ત્યાં **ऊर्ध्वे ऊलोके – ऊरुलोके** – ઊર્ધ્વ લોકમાં પેલા વિશાળ – લોકમાં – તેઓ **ऋतंज्योतिः** – જ્યોતિર્મય સત્યનો સૂર્ય પ્રાપ્ત કરતા અને તેઓ તે સૂર્યમાં પ્રવેશ કરતા. અને તે સત્યસૂર્યને પૃથ્વી ઉપર ઉતારવાનો અણમૂલ આદર્શ સિદ્ધ કરવા મથતા. **ऋतं**માં અર્થાત્ અનંત ચૈતન્યના સક્રિય સ્વરૂપમાં – તેએ **सत्यं, ऋतं, बृहत्** અનુભવતા. અસ્તિત્વના અંતિમ શાશ્વત સત્યને વિશ્વના ગતિમાન સક્રિય સત્ય નિયમને અને વિશાળ અનંતતાને તેઓ અનુભવતા એ **बृहत्** – વિશાળ અનંતને જ ઉપનિષદ્‌માં **भूमा** કહેવામાં આવે છે.

અહીં વિશ્વામિત્ર – નદીઓના સંવાદનો સંક્ષિપ્ત સાર આપવો યોગ્ય લાગે છે : પ્રથમ ત્રણ ઋચાઓમાં વિશ્વામિત્ર નદીએ

સંબંધી વર્ણન કરી તેમને સંબોધે છે. વિપાશ – જેના પાશ યાને બંધન દૂર થયાં છે તેવી નિર્મુક્ત – અને શીઘ્ર ગતિવાળી શતદ્રુ પર્વતોના ખોળામાંથી વેગભર ગતિ કરી રહી છે. તેઓ આનંદપૂર્ણ છે કારણકે "વત્સને પ્રેમપૂર્વક ચાટવા માટે દોડતી ગાયો જેવી" તેમને કહેવામાં આવી છે. દિવ્ય મનના અધિષ્ઠાતા દેવે તેને જન્મ આપ્યો છે. તેને પ્રથમ આઘાત – સ્પંદન ઇન્દ્રે આપેલ હોઇ તેઓ બન્ને સમુદ્ર પ્રત્યે વહી રહી છે. તેમના જળમાં અન્ય સ્રોતો પણ ભળે છે. અનંતના સમુદ્ર પ્રત્યે જતાં ("अच्छसिंधु") વિશ્વામિત્ર ઇન્દ્રે વિમુક્ત કરેલ વિપાશ અને શીઘ્રગમનવાળી શતદ્રુના પ્રવાહને પ્રાપ્ત થયેલી છે. તેઓ બન્નેનું મૂળ એક જ છે. તેઓની ગતિનો હેતુ, લક્ષ તથા તેમની ગતિનું આદિકારણ પણ "સમાન" છે. મનોમય કોશથી ઇન્દ્રદેવે પ્રેરેલી એ શક્તિઓ અનંત ઊર્ધ્વ સાગરમાંથી ઉત્પન્ન થઇ સમાન ક્રિયાઓમાં આનંદ લઇ અનંત સમુદ્ર પ્રત્યે ગતિ કરી રહેલ છે. વિશ્વામિત્ર સમુદ્ર પ્રત્યે ગતિ કરી રહેલ હોઇ તેનો શો ઉદ્દેશ છે તે નદીઓના સમજવામાં આવતો નથી. તેઓ કહે છે કે "અમે દેવતાઓએ ઉત્પન્ન કરેલ મૂળને અનુસરીને ગતિ કરીએ છીએ. અમારે કાંઇ પાછા વળવાનું હોય નહિ. વિપ્ર શી ઇચ્છાથી અમને આહ્વાન કરી રહેલ છે?"

ત્યારે વિશ્વામિત્ર ઉત્તર આપે છે — હે સત્યવાન – (નદીઓ અને સત્યને, જો સૂચક ન હોય, તો શો સબંધ?) મારી વાણીને ખાતર – અહીં વાણી અને નદીઓનો સંબંધ કેટલો સ્પષ્ટ છે? – તમે થોડો સમય થોભી જાઓ. જેથી

હું તમારી પ્રેરણા, દર્શન, સહજાવબોધ વગેરે શક્તિઓવડે વાણીરૂપ – શબ્દરૂપ સર્જન કરી શકું. કેવી વાચાને ખાતર નદીઓને થોભવાને કહે છે? – **सोम्याय – सोमने** – આનંદને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળી વાચાને ખાતર! – ટૂંકામાં તમે ઘડીક થોભો તો હું વાણીમાં સત્યને પ્રકટ કરી તેનો આનંદ લઉં એમ તે નદીઓને એટલે કે પ્રેરણા વગેરે સૂક્ષ્મ શક્તિઓના સ્રોતોને વીનવે છે, અને છેવટે કહે છે: હું તમને બોલાવું છું કારણકે હું રક્ષણ ઇચ્છું છું. એટલે કે તમારા સ્રોતમાં હું ઘસડાઈ ન જાઉં – કેવળ પ્રેરણા, અંતર્જ્ઞાન – સહજાવબોધ, સહજવિવેકશક્તિ વગેરે દિવ્ય મનોમય વ્યાપારોમાં મગ્ન ન થઇ જાઉં તેટલા માટે – હું તમારું રક્ષણ યાચું છું. મારી મનીષા – મનની ધારણાશક્તિ – વિશાળ છે, તેવડે હું સમુદ્ર પ્રત્યે જવા ઉદ્યુક્ત થયો છું. નદીઓના ઉત્તરમાં આપણને સ્પષ્ટ જણાવે છે કે તેઓ પોતાનાથી પર – પાર – જનાર માટે સગવડ કરવા બહુ તત્પર નથી. તેઓ કહે છે કે ઇન્દ્રદેવે અમને પર્વત તોડીને મુક્ત કરી, વજ્રબાહુ એવા તેણે અમારી આજુબાજુ આવરણ કરી રહેલ વૃત્રનો વધ કર્યો; સુપાણિ સૂર્યદેવે અમને માર્ગ દર્શાવ્યો તે સૂર્યના જન્મમાં આનંદ પામતી અમે, વિસ્તાર પામતી અમે, ઉલટભેર આગળ વધીએ છીએ. એટલે કે દિવ્ય મનોમય કોશના અધિષ્ઠાતા ઇન્દ્રે અમને મુક્ત કરી અને જ્ઞાનજ્યોતિર્મય – જગદુત્પાદક સવિતાદેવે અમને માર્ગ દર્શાવ્યો. જ્ઞાનસૂર્યનો, સત્યસૂર્યનો જન્મ થયો તેટલા માટે આનંદભેર અમે આગળ વધીએ છીએ અને વિશાળ બનીએ છીએ. ઇન્દ્રદેવનું એ અદ્ભુત

પરાક્રમ જેના પ્રભાવે માનવ સ્થૂલ ચૈતન્યના બંધનમાંથી મુક્ત થઈ મનોમય ભૂમિકામાં દિવ્ય સ્રોતોના વહનનો અનુભવ કરે છે તે સદાને માટે પ્રશંસાપાત્ર છે. તેણે માર્ગને માટે ઝંખી રહેલાં જળને માર્ગ કરી આપ્યો ! એ જળનાં પૂર ધસમસતાં વહ્યાં ! – પછી નદીઓ કહે છે કે હે વિશ્વામિત્ર ! તું અમને આગ્રહ ન કરીશ. (અર્થાત્ અમારાથી પર જવાનો – અમને પાર કરવાનો) પરંતુ **उक्थेषु नः प्रति जुषस्व** – "તારી ઋચાઓમાં અમારામાં આનંદ લેતો રહે" – અમને ભજ. પરંતુ અમે તને નમસ્કાર કરીને વિનવીએ છીએ કે તું અમને દબાણ ન કર.

વિશ્વામિત્રના ઉપર એ વિનંતીની અસર થતી નથી. તે કહે છે, "અહો તમે મારી વાણી સાંભળીને કયું સારું કર્યું ? હું ઘણે દૂરથી ધીમા – રગસીયા ગાડાની ગતિએ માંડ માંડ – તમને – પ્રાપ્ત થયો છું. તો હવે જરા "નીચાં વળો" — હું સહેલાઇથી પાર જઇ શકું તેવાં થાઓ. મારો રથ અર્થાત્ મારી ઊર્ધ્વગતિ તમને વટાવી શકે તેવાં બનો." નદીઓ કહે છે "તથાસ્તુ ! દૂરથી આવેલ તને અમે આછાં થઇને માર્ગ આપીએ છીએ." જ્યાં સુધી મનોમય ભૂમિકાની ઉપરના એ દિવ્ય વ્યાપારો "આછા" થતા નથી, ત્યાં સુધી માનવ તેમને સર્વસ્વ ગણી તેમનામાં તણાયા જ કરે છે. તેમ કરતાં એ વ્યાપારોથી પણ પર જે પરમ સત્ય છે – જે અનંતનું ધામ છે તેને પ્રાપ્ત કરવાનું ભૂલી જાય છે. અને એ પ્રમાણે એ સપ્ત નદીઓના પ્રવાહમાં "**मुहूर्त**" જેટલું રમણ કરે તો વાંધો નથી પરંતુ સદા માટે તેમના પ્રવાહમાં

એ અંતિમ સત્યના સદનને – ધામને પહોંચવાની અભીપ્
વાળા આર્યને અંતરાયરૂપ છે. પરંતુ વિશ્વામિત્ર જાતે એ
ઉત્તીર્ણ થઈ આનંદ માને એવા ઓછા છે? એમના નાગ
વ્યુત્પત્તિ આપતાં યાસ્ક પોતે કહે છે **सर्वस्यमित्रः यस
सर्वे मित्राणि** – તે તો સર્વેના મિત્ર છે – તેમણે મ
કેવળ હું જ નહિ પરંતુ **भरताः** – ભરતખંડવાસીઓ :
તને આ પ્રમાણે ઉત્તીર્ણ કરે. **गव्यन्** – "જ્ઞાનરશ્મિ
ઇચ્છાવાળા" – અને "**इन्द्रजुतः**" – ઇન્દ્રથી ઉત્તેજીત થ
દિવ્ય મનોમય શક્તિની પ્રેરણાથી પ્રેરિત થયલા તેઓ પૂ
ગતિ પ્રગતિ કરવાનું કાર્ય લઇને બેઠેલા છે. અને એ પ્ર
વિશ્વામિત્રે પોતાના દિવ્ય દર્શનમાં જોયું કે ભારતના
બધા એ નદીઓને પાર કરી ગયા! તેણે નદીઓની **सुम**
"આનંદદાયી મતિ"ની સ્તુતિ કરી અને પછી તેમને પૂર્
વહન કરવાને કહ્યું, અર્થાત્ નદીઓના મૂલરૂપ ઊર્ધ્વ સ
પ્રત્યે વિશ્વામિત્રે પોતાના રથને અને ભારતની પ્રજાને લ
ગતિ કરી! —

## પદ અને તેના અર્થ

**૧. प्र** – વિશેષ પ્રકારે – આગળ – જોસભેર; **पर्वताना**
– પર્વતોના; **उशती** – ઇચ્છા કરતી; **उपस्थात्** – ખોળામ
**अश्वे इव** – ઘોડીઓ (બે)ની પેઠે, **विषिते** – મુક્ત થ
છોડેલી; **हासमाने** – હર્ષયુક્ત, અથવા તો સ્પર્ધા ક
**गावा इव** – જાણે ગાયો; **शुभ्रे** – જ્યોતિર્મય શ્વેત; **मातर**
**माता** – ધેનુઓ; **रिहाणे** (વત્સને) – ચાટવાને (ઉત્સુ
**विपाश** – "જે પાશ મુક્ત થઇ છે તે" અને **शतुद्र**

"શીઘ્રગતિવાળી" **पयसा** જલવડે **(प्र)जवेते** વેગભર ધસ-મસે છે – આગળ વહે છે.

**વિશ્વામિત્ર :** ["(અશ્વશાળામાંથી) બંધનમુક્ત થયેલ અને હોડે પડેલ જાણે અશ્વીઓ, સુરભિના જેવી શુભ્ર કાંતિમાન, વત્સને ચાટવા માટે આનંદ તથા પ્રેમપૂર્વક ધસતી મલકાતી ધેનુઓ જેવી વિપાશ અને શતદ્રુનો જલઓઘ ધસે છે."]

૨. **इन्द्रेषिते** – ઇન્દ્રે જેમને સ્ફુર્તિ આપેલી છે તેવી; **प्रसवं** – જન્મ; **भिक्षमाणे** – ને માટે ભિક્ષા કરતી, યાચના કરતી; **अच्छ** – ના પ્રત્યે; **समुद्रं** – સમુદ્ર; **रथ्या इव** – રથી-ઓની પેઠે; **याथ** – તમે બે જાઓ છો; **समाराणे** – સંગાથે ગમન કરતી; **ऊर्मिभिः** – ઊર્મિઓવડે; **पिन्वमाने** – વૃદ્ધિ પામતી; **अन्या** – બીજી; **वाम्** – તમને (બન્નેને); **अन्यां** – બીજીને; **अपि** – પણ; **एति** – પ્રાપ્ત કરે છે, મળે છે; **शुभ्रे** – શ્વેત, જ્યોતિ-ર્યુક્ત. [**प्रसवनो** અર્થ સાયણ **अनुज्ञा** કરે છે! શું કહેવું?]

["ઇન્દ્રથી પ્રેરિત, પ્રસવ માટે ભિક્ષા યાચતી, એક રથમાં આરૂઢ થયેલ રથીઓ પેઠે, શ્વેત જ્યોતિર્મય (હે સરિતાઓ) તમે સમુદ્ર પ્રત્યે ગતિ કરો છો; ઊર્મિઓવડે પરિ-પુષ્ટ થઇ સંગાથે ધસતા તમારા પ્રવાહમાં બીજી (એક સરિતા) તમને (બેને) મળી જાય છે, અને બીજીમાં પણ ભળે છે."]

૩. **अच्छ** – ની તરફ – પ્રત્યે; **सिन्धुम्** – સાગર; **मातृ-तमां** – ઉત્કૃષ્ટ માતૃભાવભરી; **अयासम्** – ને હું પ્રાપ્ત થયો છું; **विपाशम्** – પાશમુક્ત નદીને; **उर्वीम्** – વિશાળ, **सुभगा** – આનંદદાયી (નદીને); **अगन्म** – આપણે પ્રાપ્ત થયા છીએ – સુધી આપણે આવ્યા છીએ; **वत्सम्** – વાછરડાને; **मातरौ** –

માતાઓ – ધેનુઓ; **इव** – જાણે કે; **रिहाणे** – ચાટવાને ઉત્સુક; **समानं** – એક જ, સહિયારી; **योनिम्** – મૂળને, ઉત્પત્તિસ્થાનને; **अनु** – ની પાછળ; **चरन्ती** – ગતિ કરતી.

[ "સાગર પ્રત્યે ગતિ કરતો હું માતૃભાવની પરાકાષ્ઠાવાળી સરિતાને પ્રાપ્ત થયો છું; વિશાળ વિસ્તારવાળી અને આનંદદાયી વિપાશા સુધી આપણે આવી પહોંચ્યા છીએ; જાણે વત્સને એકી સાથે ચાટવા માટે ( પ્રેમથી ) સમાન યોનિ પ્રત્યે દોડતી ધેનુઓ !" ]

**નદીઓ : ૪. एना** – આ વડે; **वयं** – અમે; **पयसा** – જલવડે; **पिन्वमाना** – વધતી જતી – પુષ્ટ થતી; **अनुचरंती** – ની પાછળ ગતિ કરનારી; **योनिम्** – મૂળને – ઉત્પત્તિસ્થાનને – મૂળ સદનને; **देवकृतम्** – દેવતાઓએ રચેલ; **न** – નહિ – નથી; **वर्तवे** – પાછા વળવા માટે; **प्रसवः** – જન્મ; **सर्गतक्तः** – ગતિમાં રોકાઈ ગયેલ; ગતિ કરવામાં મશ્ગુલ; **किं युः** – શી ઇચ્છાવડે; **विप्रः** – જ્ઞાનાલોકવાળો – બ્રાહ્મણ; **नद्यः** – નદીઓને; **जोहवीति** – આહ્વાન કરે છે ?

[ "આ જલસમૂહવડે વૃદ્ધિ પામતી અમે દેવોએ ઉત્પન્ન કરેલ યોનિનું અનુસરણ કરતી ગતિમાન છીએ; આગળ ધપતો અમારો આ પ્રસવ – પાછા ફરવા માટે નથી. શી ઇચ્છાથી વિપ્ર સરિતાઓને આહ્વાન કરી રહ્યો છે ?" ]

**વિશ્વામિત્ર : ૫. रमध्वम्** – રમો; આનંદ કરો; **मे** – મારા; **वचसे** – વાણીને ખાતર – માટે; **सोम्याय** – સોમની – આનંદની – કામનાવાળી; **ऋतावरी** – હે સત્યથી પૂર્ણ, નદીઓ; **उप ( रमध्वम् )** – ધીમી પડો; અટકો, થોભો; **मुहूर्त** –

એક ક્ષણ માટે; **पर्वैः** – ગતિઓમાંથી; **प्र** – બળપૂર્વક; **सिन्धुम्** – સમુદ્રને; **अच्छ** – પ્રત્યે, તરફ; **बृहता** – વિશાળતાવાળી – વડે; **मनीषा** – બુદ્ધિ; ધારણાશક્તિવડે – ચિંતનશક્તિવડે; **अवस्युः** – રક્ષણને માટે ઇચ્છા કરનાર; **प्रअह्वे** – બળપૂર્વક આહ્‌વાન કરું છું – બોલાવુ છું; **कुशिकस्यसूनुः** – કુશિકનો પુત્ર હું,–વિશ્વામિત્ર.

[ " હે સંપન્ન સરિતાઓ ! આનંદદાયી સોમરસનું પાન કરવાને તલસતી મારી વાચાને ખાતર તમારી શીઘ્ર ગતિમાંથી ક્ષણભર ઉપરામ પામો –! સાગરને પ્રાપ્ત કરવાને મથતી વિશાળ મનીષાથી યુક્ત – એવો કુશિકનો પુત્ર, હું – વિશ્વામિત્ર – રક્ષણની ઇચ્છાથી તમને હૃદયપૂર્વક આહ્‌વાન કરી રહ્યો છું " ]

**નદીઓ : ૬. इन्द्र** – ઇન્દ્રે – દિવ્ય – ભાગવદ – મન યાને દિવ્ય મનોમય કોશનો અધિષ્ઠાતા દેવ; અનંત ચૈતન્યની જે વિરાટ્‌શક્તિ દિવ્ય મનના વ્યાપારો ઉપર અધિષ્ઠાતા છે તે; વિજ્ઞાનમય કોશની મનોમય કોશમાં થતી ક્રિયાઓનો અધિષ્ઠાતા દેવ; **अस्मान्** – અમને; **अरदत** – ચીરીને કાઢી; ( પર્વતને ); **वज्रबाहुः** – વજ્રના આયુધવાળા; ( એ ) **अप अहन्** – સદંતર વધ કર્યો; **वृत्रं** – આવરણ કરી રહેલ – અવચેતના રૂપી અસુરને; **परिधिम्** – ચારે બાજુ ઘેરી પડેલા; **नदीनाम्** – નદીઓના; **देवः** – દેવતાએ; **अनयत्** – દોરી – માર્ગ દર્શાવ્યો, **सुपाणिः** – સુંદર હસ્તવાળા; **सविता** – જગતને પ્રસવ આપનાર સર્જક દેવે; **तस्य** – તેના; **वयं** – અમે; **प्रसवे** – જન્મમાં – ને લીધે; **यामः** – ગતિ કરીએ છીએ – વહીએ છીએ; **उर्वीः** – વિશાળ થતી – વિસ્તીર્ણ થતી.

[ "વજ્રબાહુ ઇન્દ્રદેવે (પર્વત વિદારીને) અમને વહેતી કરી; સરિતાઓની ચારે બાજુ તેમને આવરીને પડેલ વૃત્રનો તેણે ધ્વંસ કર્યો; સુંદર હસ્તવાળા–સર્જનસકળના અધિષ્ઠાતા સવિતાદેવે (પોતાનાં જ્ઞાનરશ્મિવડે) અમને માર્ગ દર્શાવ્યો; તેના પ્રસવને ઉત્સવપ્રસંગે અમે વિસ્તરતી પ્રસરતી ઉલટભેર (આનંદપૂર્વક) ગતિ કરી રહીએ છીએ."] [સૂર્યનો જન્મ જલમાંથી થયાની કથા ઘણી ઋચાઓમાં છે. તેની સાથે આનો સંબંધ છે.]

૭. **प्रवाच्यम्** – ઘણું પ્રશંસાપાત્ર (છે); **शश्वधा** – અનંતકાળ સુધી; **वीर्यम्** – પરાક્રમ, પ્રભાવ; **तत्** – તે; **इन्द्रस्य** – ઇન્દ્રદેવનું; **कर्म** – કાર્ય; **यत्** – જે; **अहिम्** – જલને ઘેરી પડેલ અહિને; **विवृश्चत्** – ચીરી નાંખ્યો; **वज्रेण** – વજ્ર વડે; **परिषदः** – ચારે બાજુએ – રોકીને – બેઠેલાઓને અસુરોને; **विजघान** – સમૂળો વિનાશ કર્યો; **आयन्** – વહ્યાં, ગયાં, **आपः** – જળો; **अयनम्** – માર્ગને; **इच्छमानाः** – (માટે) ઇચ્છા કરતાં – કરી રહેલાં – ઝંખી રહેલાં.

[ "ઇન્દ્રદેવનું એ અદ્‌ભૂત પરાક્રમ, તેણે અહિને ચીરી નાંખ્યો તે મહાન કાર્ય – સનાતન કાળ સુધી પ્રશંસવાને યોગ્ય છે. ચોપાસ (જલને રોકીને) બેઠેલા (અસુરો)નો તેણે સંપૂર્ણ ધ્વંસ કર્યો એટલે માર્ગને માટે તલસી રહેલાં પાણી વેગપૂર્વક ધસવા લાગ્યાં!" ]

૮. **एतत्** – આ; **वचः** – વાણી વચન – બોલ; **जरितः**– સ્તોત્ર કરનાર; ઋષિ !; **मा पृष्ठाः**–વિસરીશ નહિ – ભૂલીશ નહિ; **आ** – ને સુધી; **यत्** – કે, જે; **ते** – તારા; **घोषान्** –

અવાજો; સાદને; આહ્વાનોને; **उत्तरा** – ભવિષ્યના – ઉચ્ચ-
તર – આવનારા; **युगानि** – યુગો – જમાનાઓ; **उकथेषु** –
(તારી) ઋચાઓમાં; **कारो** – હે કર્મવીર ! **प्रति** – પ્રત્યે –
તરફ; **नः**– અમારી; **जुषस्व** – આનંદ લે; સેવા કર; **माः** – ના
(કર); **नः** – અમને **तिः** – અતિશય; (દબાણ) **कः**–કર;
**पुरुषत्रा** – પુરુષોમાં; **नमस्ते** – તને નમસ્કાર હો.

["અને હે ઋચાઓના દ્રષ્ટા ! આ (અમારું) વચન
તારા આહ્વાનને પ્રત્યુત્તરરૂપ આ વાણી, રખે વિસરી જતો !
હે કર્મવીર ! તારી ઋચાઓવડે અમારી સેવા કર;- (સેવા
કરવામાં આનંદ માન) ઉત્તરયુગોમાં – ભવિષ્યકાલમાં પણ
ને વિસરાઓ નહિ !–અમને આગ્રહ મા કર; પુરુષોમાં અમે
તને વંદન કરીએ છીએ."]

**विश्वामित्र** : ૯. **ओ** – અહો ! **सु** – ઠીક, સાધુ – સુષ્ઠુ;
**स्वसारः** – બ્હેનોએ; (સપ્ત નદીઓએ) **कारवे** – કર્મ કરનારને
- વિશ્વામિત્રને; **सुश्रुणोत** – સારી રીતે સાંભળ્યો; તેનું કહેલું
કાને ધર્યું; **ययौ** – હું આવ્યો છું; **वः** – તમને; **दूरात्** – દૂર –
દેશથી; **अनसा** – ન ગતિ કરનાર એવા; ધીમા; **रथेन** – રથ-
વડે; ગતિવડે; **नि** – નીચાં; **सुनमध्वम्** – સુંદરતાથી (નીચાં)
નમો; **भवतः** – થાઓ; **सुपाराः** – સહેલાઈથી પાર કરી શકાય
એવી; **अधःअक्षाः** – રથની ઉધની નીચે (વહો); **सिंधवः** –
નદીઓ; **स्रोत्याभिः** – સ્રોતોવડે.

["આર્યોને ઉચિત કર્મ કરનારનું, હે ભગિનીઓ !
તમે કથન શ્રવણ કરો; દૂર દૂર આવેલ પ્રદેશમાંથી હું મંદ-
ગતિવાળા રથમાં આરૂઢ થઈ તમને પ્રાપ્ત થયો છું. (મારી

પ્રાર્થના છે કે) તમે સૌષ્ઠવપૂર્વક નીચાં નમો, સહેલાઇથી પાર કરી શકાય તેવાં થાઓ; અને રથના અક્ષની નીચે તમારા સ્રોત રહે એ રીતે વહો."]

**નદીઓ : ૧૦. ते** – તારો; **कारो** – હે કર્મવીર, **आशृणयाम** – અમે ધ્યાનમાં લઇએ છીએ; સાંભળીએ છીએ – કાને ધરીએ છીએ; **वचांसि** – વચનો, શબ્દો; **ययाथ** – તું આવ્યો છે; **दूरात्** – દૂર પ્રદેશથી; **अनसा** – ધીમા, ન ચાલે તેવાં; **रथेन** – રથવડે; (મહા મુશ્કેલીથી), **नि** – નીચે; **ते** – તારે માટે; **निनंसै** – નમીએ છીએ; **पीप्याना इव** – સ્તનપાન કરાવનાર માતા પેઠે; **मर्याय** – પુરુષને – મરદને; **कन्या इव** – કન્યા – પત્ની જેમ; **शश्वचै** – આલિંગન કરવા માટે.

["હે કર્મશીલ ઋષિ! તારાં વચનો અમે શ્રવણ કર્યાં; લાંબો પંથ કાપીને મંદ ગતિવાળા રથમાં તું આવ્યો છે; (હવે) શિશુને સ્તનપાન કરાવવા નમતી માતાની પેઠે — પુરુષને આલિંગન આપવા માટે લળતી યુવતી પેઠે, હું તારે માટે નીચી નમું છું."]

**વિશ્વામિત્ર : ૧૧. यत्** – કે, સંબંધાર્થે વપરાયેલ છે; **अंग** – અહો! **त्वाम्** – તને; **भरताः** – ભરતના પુત્રો; ભારતવાસીઓ; **संतरेयुः** – પાર કરે; (તને) ઉત્તીર્ણ કરી જાય; **गव्यन्** – જ્યોતિની જ્ઞાનરશ્મિની કામના કરતા; **ग्रामः** – સંઘ – સમાજ આખો; **इषित** – સંચાલિત થયેલ; **इन्द्रजुतः** – ઇન્દ્રથી પ્રેરિત; **अर्षात्** – તેઓ પાર જાય, જવું જોઇએ; **सर्गतक्तः** – પ્રગતિ કરવામાં ઉદ્યુક્ત; **प्रसवः** – જન્મ, ઉત્પત્તિ; **आवृणे** – હું આરાધું છું – સ્તુતિ કરું છું; **सर्वतः** – સર્વ પ્રકારે; **वः** – તમારી; **सुमतिम्**

– સન્મતિને, સુબુદ્ધિને; સારા ભાવને; **याज्ञियानाम्** – યજવાને યોગ્ય નદીઓની.

[ "અહો ! દિવ્યજ્ઞાનજ્યોતિ પ્રાપ્ત કરવાની અભીપ્સાવાળા, ભારતવાસીજનો પણ તને પાર કરશે; સામર્થ્યભર્યો અને ઇન્દ્રથી પ્રેરિત થયલો, ભારતનાં સંતાનોનો સમસ્ત સંઘ – સમાજ – તને ઉત્તીર્ણ કરશે, તેમનો – જન્મ પૂર્વકાળથી ગતિ કરતો આવ્યો છે. યજન કરવાને યોગ્ય એવી સરિતાઓની શુભ મતિની હું સ્તુતિ કરૂં છું." ]

૧૨. **अतारिषुः** – તરી ઉતર્યા; પાર ગયા; ઉત્તીર્ણ થયા; **भरताः** – ભરતના પુત્રો – ભારતવાસીઓ; **गव्यवः** – જ્ઞાનજ્યોતિની ઇપ્સાવાળા; **समभक्त** – આનંદથી સ્તુતિ કરી; **विप्रः** – વિપ્રે – જ્ઞાનાલોકથી યુક્ત સાધકે; **सुमतिम्** – સદ્ભાવને; સારી મતિને; **नद्दीनाम्** – નદીઓની; **प्रपिन्वध्वम्** – વધતી જાઓ, વિશેષ ને વિશેષ પુષ્ટ થાઓ; **इषयंती** ( અન્યોને ) — શક્તિ — સામર્થ્ય આપતી; **सुराधाः** – સુખદાયી સંપત્તિ યુક્ત; **आवक्षणाः** ... ... **आपृणध्वम्** – સર્વત્ર રેલ લાવી મૂકો; **यात** – ધસો, વાધો; **शीघ्रम्** – શીઘ્રવેગે; ( **नद्दीनाम्** બહુવચન છે ! )

[ "જ્ઞાનજ્યોતિની અભીપ્સાવાળા ભરતના પુત્રો ઉત્તીર્ણ થયા; જ્ઞાનાલોકથી સુસંપન્ન વિપ્રે – વિશ્વામિત્રે – સરિતાઓની કલ્યાણકારી મતિની ઉત્તમ સ્તુતિ કરી; સર્વેને પ્રેરણા અને સામર્થ્ય દેનારી, અને આનંદદાયક – સંપત્તિ – યુક્ત – ( હે સરિતાઓ ) તમે પુષ્કળ વૃદ્ધિને ( હવે ) પ્રાપ્ત કરો, સર્વ સ્થાનોને તમારાં જલવડે ભરી દો, – શીઘ્ર ગતિ કરો." ]

**विश्वामित्र : १३. उत्** – ઊર્ધ્વ, ઊંચે; **वः** – તમારી; **उर्मी** – છોળો; મોજાંઓ; **शम्या** – રથની ઉધનો ખીલો; **आपः** – હે જલસમૂહો; **योक्त्राणि** – જોતરાંઓ; **मुंचत:** – છોડી દો — રહેવા દેજો; **हंतु** – અથડાઓ; ( ની સાથે ); **मा — अयः कृतौ** – કોઇ પણ પ્રકારનું પાપ ન કરનાર, કલ્યાણ કરનાર; **विएनसौ** – પાપમુક્ત; **अघ्नयौ** – સંહાર ન કરી શકાય તેવાં; **शुभ** – સમૃદ્ધિને; **आरताम्** – પ્રાપ્ત થાઓ; **मा** – મને; યા તો "નહિ"

[ "તમારી ઊર્મિઓ રથના ઉધનો – ખીલો તેમની ઉપર રહે એ પ્રમાણે વહો; ( જ્યારે અમે ઉત્તીર્ણ કરીએ ત્યારે ) હે જલરાશિ ! – રથનાં જોતરાંઓને છોડીને ( તેમની નીચે ) વહન કરો; કલ્યાણ કરનારી, પાપમુક્ત અને હિંસા કરવાને — ( તિરસ્કારને ) અપાત્ર — ( એવી હે સરિતાઓ ! ) મારામાં — સમૃદ્ધિશાળી બનો ! અથવા મને સમૃદ્ધિવાન બનાવો ! " ]

આ પ્રમાણે આ સૂક્તનો મુખ્ય વિચાર આપણને વેદની અંદર રહેલ મહાન સૂચકોના રહસ્ય પ્રત્યે અંગુલિનિર્દેશ કરે છે. સમસ્ત વેદમાંથી બીજો કોઇ પણ સૂચકોનો સમૂહ લઇશું તો પણ આપણને વૈદિક ઋષિઓના વિચારની એકતા તેમાં જણાયા વિના નહિ રહે. એ વિષે સવિસ્તર અન્ય સ્થળે.

એપ્રિલ, ૧૯૨૯



